૭૮૬

# તસ્વીરે કરબલા.

યાને

# વીર ફિદાઈઓનો જીવન મર્મ.

(હાશમી વીરબાળાઓના આત્મ બલીદાન)


પ્રકાશક

મૌલાના મૌલવી ખુર્શીદ હુસેન સફદરી.

નં. ૨ ખારાધર,

કરાંચી.

સં. ૧૯૮૫ પ્રત ૩૦૦૦ સને ૧૯૨૯

[illegible] પ્રીન્ટીંગ પ્રેસ, મુંબઈ નં. ૯

ALIJAH ALIBHAI MAHOMED, J. P.
Honorary Magistrate, Rangoon.



અલીજાહ અલીભાઇ માહમદ જે. પી.
ઓનરરી માજીસ્ટ્રેટ રંગુન.

# અર્પણ પત્રિકા.

બહાર આઈ હય ભરદે બાદએ ગુલગુંસે પયમાના,
રહે લાખો બરસ સાકી તેરા આબાદ મયખાના.

માનનીય,

આલીજાહ અલીભાઈ મામદ,

ઓનરરી માજીસ્ટ્રેટ જે. પી.,

શ્રી રંગુન.

તમો સાહેબ, રંગુનના એક અગ્રગણ્ય શહેરી, આગેવાન કોમી નર, કુશળ વ્યાપારી તથા સ્વદેશ ભક્ત તરીકે જે રૂડી કિર્તી સંપાદન કરી છે અને હજી પણ અધિક સેવાની ધગશ ધરાવો છો તેની આપના દૃઢ પરિચયથી મારા અંતઃકરણ પર ઉંડી અસર થઇ છે

આપની બરમાની હિંદી પ્રજાની, પોતાની કોમની તથા કેળવણી વિષયની સેવાઓની પીછાણમાં બર્માની નામદાર સરકારે "સુબેહના અમલદાર"નો ખેતાબ અર્પણ કર્યો હતો અને "ઓનરરી માજીસ્ટ્રેટ" તરીકે નીમ્યા હતા. ઇ સ. ૧૯૧૦ માં બર્મા ખાતે ના૦ ઇસ્માઇલીયા કાઉન્સીલની સ્થાપના થઇ ત્યારથી ધારા ઘડનારી કમીટીના સભ્ય, કાઉન્સીલના પ્રેસીડેન્ટ તથા સભાસદ તરીકે તમો ચાલુ સેવા બજાવતા આવ્યા છો. ૧૯૧૪ માં "આલીજાહ"નો ઇસ્માઇલી કોમમાં અતિ માનવંત ગણાતો ઇલકાબ પણ કોમી તથા ધર્મને લગતી સેવાઓની પીછાણ તરીકે મેળવવા આપ ભાગ્યશાળી થયા હતા. મનુષ્ય જાતિ પ્રત્યેના પ્રેમ તથા જીવદયાની આપની લાગણીને લીધે 'ધી રિફ્રીએશન કલબ ઇન્સટીટયુટ ઓફ બરમા' જેવી પરમાર્થી સંસ્થાના 'પ્રેસીડેન્ટ' તરીકેનું માન મેળવવા પામ્યા હતા અને એ સંસ્થાને પ્રગતિને પથે આગળ વધારવાનો સતત શુભ પ્રયાસ કર્યો હતો 'અને હજી કરતા રહો છો. બરમામાંથી હાજી કરવા જતા ઇસ્માઇલી યુવાનોને જવાનું વાટ ખર્ચ તથા પાછા બરમા ફરતા પતિપત્નિ યુગલનું ખર્ચ આપવાની આપની ઉદારતાએ કંઇ ઓછી પ્રશંસાપાત્ર નથી અને તેથીજ મૌલાના હાઝર ઇમામના માલાકુળ આશિર્વાદ મેળવવા આપ નસીબવંત થયા છો. ઇ. સ. ૧૯૨૩ ની બરમા ખાતેની મૌલાના હાઝર ઇમામની પધરામણી વખતેની આપની યાદગાર સેવાઓ આપની ધર્મ લાગણીની ઉજ્જવળ યાદગીરી આપી રહી છે. દેશાવરોમાં જમાતખાનાના બાંધકામો, કોમની બોર્ડીંગો તથા

અનેક હિંદી સંસ્થાઓને પણ આપની ઉદારતાનો લાભ મેળવી શકી છે અને ચાલુ મેળવતી જાય છે રંગુન યુનિવર્સીટીનું એન્ડાઉમેન્ટ ફંડ, વૉર ફંડ, તુર્કી રિલીફ ફંડ આદિની આપની પ્રવૃતિ રાજ્યપ્રેમ તથા ઇસ્લામી-ઓની એવી રીતની સેવાઓ આપના અંતઃકરણના, સમનતા અને વિશ્વ-બંધુત્વના ઉમદા ગુણોની જીવંત ગવાહી આપે છે.

બર્માના એક આગેવાન વ્યાપારી તથા શહેરી તરીકેની જીવન કાર-કીર્દી પણ તેટલીજ ગૌરવભરી છે. ઇ. સ. ૧૮૯૨ માં આઠ વર્ષની ન્હાની વયે નના પાયે જીવનની શરૂઆત કરી જાત મહેનત, વ્યવસ્થાશક્તિ અને અસ્ખલિત ઉદ્યોગથી વ્યાપાર વધારી મુકયો અને બર્માજ નહીં પણ હિંદ અને યુરોપ સાથે સબંધ જોડી જુદા જુદા સ્થળે એજન્સીઓ સ્થાપી. બર્મા ફાયર એન્ડ મરીન ઇન્સુરન્સ કું. લીમીટેડના ડાયરેક્ટર, કમાયુટ ટાઉન કમીટીના "કમીશનર" બર્મા ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સની મેનેજીંગ કમીટીના સભાસદ, રંગુનની જાણીતી બેંકો તથા "અરીસ્ટોક્રેટીક સોસાયટી"ઓ સાથેનો સબંધ કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ વિના આપની દરજ્જાની પીછાણ આપે છે, લગ્ન મેળાવડાઓ માટેનો "નુરાની બાગ" પણ આપની ઉદારતનું એક આલા પરિણામ છે.

બર્માની નામદાર સરકાર, હિંદી પ્રજા તથા ઇસ્માઇલી કોમમાં આપ એ સર્વે કારણોને લઇ માનનીય ગણાઓ છો.

કોમી તથા કેટલાક સાર્વજનિક પત્રોના આપ "મુરબ્બી" છો, કોમી તથા બહારની કેટલીક લાયબ્રેરીઓનો પુસ્તક ભંડાર તથા અગત્યની વસ્તુઓ ભેટ આપી તેને સમૃધ્ધ બનાવવામાં આપે કાંઇ કમી કરી નથી. આપના સાહિત્ય-પ્રેમને લઇ પુષ્કળ લેખકો તથા પત્રકારો કોમી તથા હિંદી પ્રજાની સેવા બજાવવા સહાયભુત થઇ શકયા છે એ કાંઇ ઓછું ગૌરવપાત્ર નથી. એ ઉપરાંત આપની ખાનગી તથા ઝીણી ઝીણી સેવાઓ અને ઉદારતાની નોંધ લેવી અશકય છે. અથથી ઇતિ સુધીની આવી ઉજ્જવળ કારકીર્દી માટે આપને "હિંદના એક ન્હાનકડા કારનેગી"ની ઉપમા આપીએ તો તે ખરેખર આનંદદાયક થઇ પડે. આપની સાહિત્ય પ્રેમની યાદગીરીમાં આ પ્રસંગે હું "તસ્વીરે કરબલા" નામનું મારૂં આ નાના પુસ્તક ઉંડા માન અને સ્નેહી લાગણી સાથે આપને અર્પણ કરતાં મને પોતાને મોટું માન મળેલું સમજું છું. જે ઉમદા આશયને દ્રષ્ટિમર્યાદામાં રાખીને તે લખવામાં આવ્યું છે, તેની સફળતાનો સઘળો યશ આપને ફાળે જાય એમ ઇચ્છતો.

આપનો કૃપાભિલાષી,

**ખુરશીદ હુસેન સફદરી.**

# તસ્વીરે કરબલા.

વલા તકુલુ લે મંય્યુકતલો ફી સબીલિલ્લાહે અમવાતન બલ અહયાઉન વલાકીંલ્લા તશઉરૂન. વલ નબલુન્નાકુમ બે શૈયઇમ મિનલ ખવફે વલ જુએ વ નકસીંમ મિનલ અમવાલે વલ અનફેસે વસ્સમરાતે બશર્રીસ સાબેરીનલ લઝીના એઝા અસાબતહુમ મુસીબતુન કાલુ ઇન્ના લિલ્લાહે વ ઇન્ના અલયહે રાજેઉન ઉલાયેકા અલયહિમ સલવાતુન મિરંબ્બેહિમ વ રહમતુન વ ઉલાયેકા હોમુલ મોહતદુન.

(સુરએ બકર આયત ૧૫૫/૭.)

અને એવું કહો નહીં કે, જેઓ ખુદાના રસ્તા (જેહાદ)માં મરાયા છે તેઓ મુએલા છે. બલ્કે તેઓ જીવતા છે. પણ તે તમે જાણતા નથી. અને ખચિત અમે કાંઈક બ્હીકથી અને ભુખથી અને દોલત તથા દેહ અને ફલના નુકસાનથી તમારી આઝમાયેશ કરીશું, અને ધીરજવાનને ખુશીના સમાચાર આપ કે, જેઓ જ્યારે તેમની ઉપર કાંઇ મુસીબત આવી પડે છે ત્યારે કહે છે કે ખરેખર અમે ખુદાને (આધીન) છીએ અને ખરેખર અમે તેની તરફ ફરનારા છીએ. આવા લોકો ઉપર પોતાના પરવરદેગાર તરફથી સલવાત અને રહેમત છે અને તેઓ તેઓ છે, જેઓ ખરે રસ્તે દોરાયા છે.

ઇસ્લામના ઇતિહાસમાં કરબલાવાળો બનાવ અગત્યનું સ્થાન ધરાવે છે અને તેને લગતું વિગતવાર વર્ણન ઇસ્લામી ઇતિહાસકારો પોતાના પુસ્તકમાં લખી ગયા છે. આ ઘટનાને લગતા મુખ્ય બે અંગો છે. એક તો કરબલાવાળો બનાવ જે કારણોને લઇ બનવા પામ્યો તે સાથે સબંધ ધરાવતો પૂર્વ વૃતાંત તથા સીધી રીતે સબંધ ધરાવતા એ ઇતિહાસને લગતા બનાવો. હઝરતઅલી (અ.)ની ખિલાફતથી તેને લગતા મુળીયાં નખાયાં, ને હઝરત હસન (અ.)ની શહાદત, અમીર માબવીયા અને અહલે બયતનું એ સર્વે વૃતાંત આ પેમ્ફ્લેટમાં લખવામાં આવ્યું નથી કારણ

એ બનાવો વિસ્તારવાળા છે અને તેને લગતો ટુંકો ઇન્તેખાબ આપવામાં આવે તોપણ કેટલાક પાનાઓ જોઇએ તેથી કુફાવાળાઓના હઝરત ઇમામ હુસેન (અ.)ને મોકલવામાં આવેલા પત્રો, હઝરત મુસ્લિમ તથા તેમના બે બાળકોની વફાત, મદીનાના ગવર્નર વલીદ બિન ઉતબા તથા હઝરત ઇમામ હુસેન (અ.)ની વાટાઘાટ આદિનું વર્ણન કર્યું નથી, તેનુંયે ઉપલુંજ કારણ છે. વળી આ પેમ્ફલેટમાં કરબલાવાળી ઘટનાના મુળ બનાવો જે આગળ લખવામાં આવશે, તેની એક તસ્વીરજ આપવાના હોવાથી તેનુંયે ટુંકમાંજ બયાન કર્યું છે. અને તેને "તસ્વીરે કરબલા"નું બંધબેસ્તું નામ આપ્યુ છે. ખરી રીતે જોતાંયે આ પેમ્ફલેટમાં લખવામાં આવેલું વર્ણનજ કરબલાને લગતો મુખ્ય ભાગ છે જેમાં ઇમામતનુ મહત્વ, વફાદારોની ફિદાગીરી અને અધમને ગમે તે ભોગે વશ નહીં થવા માટેના પ્રાણાંત સત્યાગ્રહના જીવંત બોધ પાઠો સમાયલા છે. આટલા પરિચય પછી હવે આપણે એ વર્ણનની શરૂઆત કરશું.

## વીર બીબી ઝયનબનો આત્મ બલિદાન.

"દુરૂલ મસાએબ"માં લખવામાં આવ્યુ છે કે, કુફીઓએ હઝરત ઇમામ હુસેન (અ.)ને ૩૬૦ કાગળો લખીને બોલાવ્યા જે પરથી તેઓએ પોતાના કાકાના દીકરા મુસ્લિમ બિન અકીલને પોતાના એલચી તરીકે રવાના કર્યા, જેમની સાથે તેમના બે પુત્રો મહમદ અને અલી પણ હતા. કુફાવાસીઓ પોતાના વચનથી ફરી ગયા અને તેના પરિણામે હઝરત મુસ્લિમ તથા તેમના બે પુત્રો શહીદ થયા. ત્યારબાદ હઝરત ઇમામ હુસેન (અ.)વાળો બનાવ બન્યો. કુફીઓ એ સઘળુ અલગ રહી તમાશા તરીકે નીહાળવા લાગ્યા અને તેઓમાંનું એકે છેલ્લા વખત સુધી સલામી માટે પણ આવ્યું નહીં. એજ કિતાબના કર્તા લખે છે કે, મોહર્રમ માસની તા. ૯ મીએ હઝરત ઇમામ હુસેન (અ.) પોતાની બ્હેનના ખયમામાં પધાર્યા અને તેમને કહ્યું. "કદાચ આ બનાવ તમોને અસહ્ય લાગતો હોય તો તમારા ખાતર યઝીદની બયઅત કરી તમોને આ તકલીફમાંથી છોડવું કારણ તમો મારી વડી બ્હેન હોઇ માતા સમાન છો અને તમારી સલાહનો ખ્યાલ રાખવો મારા માટે યોગ્ય છે." બીબી ઝયનબે પોતાના ભાઇના એવા દિલગીરીભર્યા શબ્દો સાંભળી ફરમાવ્યું ! 'ઓ મ્હારા ભાઇ હુસેન ! શું મ્હેં બીબી ફાતેમા ઝહેરાનું દુધ પીધું નથી ? શું તેમની કુખે મ્હારી વિલાદત થઇ નથી ? શું મ્હારા નાના હઝરત પયગમ્બર નથી ?

મ્હારા પિતા હઝરત અલી (અ.)થી શું જગત અજાણ્યુ છે? હઝરત હસન-અલ-મુજતબાની હું માજશ્રી બ્હેન નથી? મારા શરિરમાં હાશમી ખુન દોડતું નથી? જે આજે આવા શબ્દો સાંભળી હું દિલગીર ન થાઉં! જંગે ઓહદ અને જંગે બદરના બનાવો હું ભુલી ગઇ નથી. અરબ ઓરતોએ પોતાના પતિ પુત્રો તથા ભાઇઓને એ નસીહત કરી હતી કે, અમારા વ્હાલાઓ તમો ધર્મયુધ્ધના કારણે રણસંગ્રામે જાઓ છો, તમો તલવારની મુઠો તમારા હાથમાં બાકી રહે ત્યાં સુધી શત્રુઓ જોડે યુધ્ધ કરજો અને યુધ્ધમાં લશ્કરની મોટી સખ્યા જોઇ ગભરાશો નહીં. છેવટે પોતાના ખુનથી સ્વમુખને રંગીન કરજો અને શત્રુઓને પીઠ દેખાડશો નહીં. પોતાના સીનાને ઢાલ બનાવી તીર તલવારને તેના પર ઝીલજો. અમો ત્યારેજ રાજી થઇશું જ્યારે એ પ્રમાણેની હાલત થયેલી સાંભળી તમારી લાશો પર દફ વગાડતી ખુશાલી મનાવતી અમો આવીશું. તમારી માતાએ તમોને એટલા માટે જન્મ આપી દુધ પાયુ છે કે, તમારૂ લોહી ઇસ્લામને ખાતર કુરબાન થાય અને શહીદોના દફતરમાં તમારૂં નામ નોંધાય. એજ અમારાં જીવનની ખુશાલીભરી ઉમેદ છે. ભાઇ હુસેન (અ.), પછી બીબી ઝયનબે ઉમેર્યું, શું હું ઇસ્લામ માટે પ્રાણ પાથરનારા અરબોનાં શ્રેષ્ટ કુલમાંથી નથી કે આજે આ બનાવથી હું ગભરાઇ યઝીદની બયઅત કરવા તમોને કહું! એ કયારે પણ બની શકે એમ નથી. ઇસ્લામના માટે સત્યાગ્રહ કરી તેના સ્થાપિત ઝંડાને કાયમ રાખવા અડગતાથી ઝઝુમવું જોઇએ અને તમો એ આશયમાં મજબુત રહો. તમારી પાછળ બાળબચ્ચાંઓનું શું થશે તેનો લગારે વિચાર કરશો નહીં મારા પુત્રોના લોહીની નિકો તમારા પગો હેઠળ રેડાશે અને તેઓ શહાદતનો દરજ્જો પ્રાપ્ત કરશે ત્યારેજ હું રાજી થઇશ. આ સમયે મારી એ ઇચ્છા છે કે, મારા ફરઝંદોની મહેમાની પ્રથમ મજુર રાખી મ્હને આભારી કરશો, અને જગતમાં એમ કહેવાય કે, હુસેનની બ્હેને પોતાના વ્હાલા બચ્ચાંઓ ઇસ્લામના માટે ઇમામે ઝમાનની મહોબ્બતમાં કુરબાન કર્યા."

## અન્ય બીબીઓની ફિદાગીરી.

આ ભાઇ બ્હેન વચ્ચેની વાતચિત સાંભળી અતરાફના તંબુઓમાંની બીબીઓ સમજી કે, અમારા ભાગ્યનો સિતારો ચમકવાનો દિવસ આવી લાગ્યો છે અને ઇસ્લામની ખાતર ઇમામે ઝમાન પાસે મેમાની ધરવાનો યશ મળનાર છે. તેથી કાસમની માતા પોતાના પુત્રને ખુબ શણગારી ઇમામે ઝમાનની

સેવામાં રજુ કરી વિનંતિ કરી "યા આકા ! આ ન્હાની વયનો કાસીમ તમારા ભાઈની નિશાની અથવા અહેલબયતના ફળની એક નાની ડાળ છે માટે મારો આ ફિદીયો સ્વીકારી ઇસ્લામના વૃક્ષની પ્રગતિમાં તેનું રક્ત-સિંચન મંજુર રાખો."

એ મુજબ હઝરત અબ્બાસની ધર્મપત્નિ બીબી ફીઝઆ પોતાના બે પુત્રોને ઇમામે ઝમાનની સેવામાં અપવા આવી. આ સ્થિતિની અલી અકબરના માતા ઉમ્મે લયલાને ખબર પડી ત્યારે આનંદભેર આવી કહેવા લાગ્યા કે 'આજે મારી કુખ સફળ કરવાનો દિવસ આવી લાગ્યો છે અને પોતાના ૧૮ વર્ષના જવાન પુત્રને નવપરણિત વરના વસ્ત્રશણગાર સજાવી આંખોમાં અંજન આંજી, પોતાની નણંદ બીબી ઝયનબને કહ્યું "મારા જીવનની આ કમાઈ, જેની મેં કોઇ શુભ દિવસના માટે સંભાળ ને સેવા કરતી આવી હતી, તે આજના ખુશાલીના દિવસે ફિદીયા તરીકે ઇસ્લામની રાહમાં કુરબાન થાય એવી મારી ઇચ્છા છે તમારા ભાઇ ઇમામે ઝમાનને અરજ કરો કે, મારા આ ફિદીયો તેઓ કબુલ કરે ઇમામ હુસેન (અ.)એ બીબીઓના હાર્દિક પ્રેમને ઇસ્લામની લાગણી જોઇ હર્ષાવેશમાં 'અલ્લાહો અકબર'નો ઘોષ કર્યો અને ફરમાવ્યું કે "તમો ખરેખર ખાનદાને રસુલ. અવલાદે અલીમાંથી છો, આજે તમારી આ શુરવીરતા, ઇમામ પ્રત્યેની વફાદારી જોઇ હું ઘણો પ્રસન્ન થયો છું."

બાદ ઇમામ હુસેને (અ.) પ્રત્યેક બીબીના હકમાં દુઆએ ખયર ફરમાવી અને દરેકની મન માંગી મુરાદ પુરી કરવા તેઓના ફરજંદોની મહેમાની કબુલ કરી જે એક પછી એક પ્રાણત્યાગી ફિદાઇઓ દિપકપ્રેમી પતંગ સમાન પોતાને કુરબાન કરતા શહાદતનો દરજ્જો મેળવતા રહ્યા એ શહીદોના માટે આ દિન ઇદ કરતા હજાર દરજ્જે ઉતમતર હતો. જેઓ ખુદાની રહેમતમાં પ્હોંચી અનંત કાળ માટે અવિનાશી બન્યા.

## સારાંશ.

વ્હાલા વાંચકો ! મજકુર ઐતિહાસિક ગ્રંથના અવતરણથી આપણે જાણી શકીએ છીએ કે, 'શહાદત'ની આર્ઝુ ઇમામે ઝમાનના સ્નેહીઓ તથા પરિવાર વર્ગના લોકોએ સ્વેચ્છાથી જાહેર કરી હતી અને તે પવિત્ર સ્થાન મેળવવા બીબીઓએ પોતાના પુત્રોને ફિદીયા તરીકે ધર્યા હતા. હિંદમાં રજપુત સ્ત્રીઓની વીર કથાઓમાં પોતાની 'સ્નેહીઓ'ને રણવિદાય આપતાં જેવા શબ્દોનો પ્રયોગ તેઓ કરતી હતી તેથી બળવત્તર શબ્દો

આરબ મહિલાઓ કહેતી અને રણ માટે અંત લગી ઝઝુમવા અનુરોધ કરતી. ઓહદ, બદરના યુદ્ધની મુતિયુજબ આરબ સ્ત્રીઓએ પણ પોતાના સ્નેહીઓને એ મુજબજ જણાવ્યું હતું બીબી ઝયનબ તથા બીજી બીબીઓની ઇમામ હુસેન (અ.)ની ખીદમતમાં રજુ કરેલી માંગણી પણ એથી કાંઇ ઉતરતા પ્રકારની નોહતી અરબ પ્રજામાં એ જુસ્સો પ્રથમથીજ હસ્તી ધરાવતો હતો અને ઇસ્લામે તેમાં કુરબાની તથા શહાદતના તત્વો ઉમેરી તેને અધિક સ્પીરીટવાળો બનાવ્યો હતો પયગમ્બરના પરિવાર વર્ગમાં એ શિક્ષણ અચ્છી રીતે ઉતરેલું હતું અને કરબલાની ઘટના પ્રસંગે બીબીઓનું આ વર્તન તે માટે ગવાહી આપી રહ્યું છે. એકંદરે ઇસ્લામે જે વીરતાનો તથા મરણભય મુકત રહેવાનો જુસ્સો રેડયો હતો અને જે તેના શહાદતના શિક્ષણનો મુળ આશય હતો, તે આજે જેવી રીતે મોહર્રમની ઉજવણી થઇ રહી છે તેથી તદન માર્યો જતો આપણે જોઇએ છીએ. કેટલાક પેટ ભરૂ મૌલવી મુલ્લાંઓની ચાલબાજીઓથી તેને એક રૂદનકારી બનાવના સ્વરૂપમાં ફેરવી નાખવામાં આવ્યો છે અને દરેક સ્થળે વાએઝોમાં એ માટે સમર્થન કરી તેને મોટા સવાબનું કારણ બતાવવામાં આવે છે. એટલુંજ નહીં પણ ન્યાઝ જમણના ખર્ચાળ રિવાજો શરૂ કરી એ રૂદન પછી સ્વાદીષ્ટ જમણો કોઇ પણ પ્રકારની લાગણી કોરે મુકી મોટી ઉકમાઇથી ખાવામાં અને ખવડાવવામાં આવે છે. આ રિવાજ જડઘાલુ થઇ પડવાથી અને સુધારવાના ચાલુ પ્રયાસો છતાં અજ્ઞાન લોકો મુકતા નથી તેથી ઇસ્લામનો શહાદતનો મહાન આત્મા સજીવન થઇ શકતો નથી એ મોટી દિલગીરી છે. **દુઃખ, પ્યાસ, ભુખથી અમો તમારી કસોટી કરશું,** એવા કુરઆન શરીફના મહા વાકય તરફ નજર કરવામાં આવે અને શહીદોની શહાદત વખતેની આનંદની લાગણીઓ તરફ નિગાહ કરવામાં આવે તો તે રડવા વિલાપ કરવાને બદલે ખુશાલીથી ઉજવાય એમાં સ્હેજ પણ શંકા નથી. પરંતુ મુલ્લાં મૌલવીઓની જાળમાં ફસાયલા લોકોને એ વિચારવાનો વખતજ કેવી રીતે મળે? વળી ઇસ્લામના ફરમાનો અનુસાર રડવું, કુટવું તથા શોકના દેખાવોમાં કાળા કપડાં પહેરવા અને એ પ્રકારના બીજા આચરણો હરામ-વર્જીત છે તે પણ કરવામાં ધર્મના મુળ હેતુનો એ લોકો કાંઇ પણ વિચાર રાખતા નથી. અજ્ઞાન લોકોની આંખોને એવા સજ્જડ પરદા ચોંટી ગયા છે કે તેના પડળો સત્વર ખુલે એમ નથી તો પણ જેઓ બુદ્ધિશાળી વર્ગના છે તેઓને ઇસ્લામના અસલ આત્મા તથા વર્તમાન સમયમાં ચલાવવામાં આવતા ધર્મને

નામના વતન વિષે શાંતપણે વિચાર કરવાની હું અપીલ કરૂં છું હવે ઇસ્લામના શહાદતના પવિત્ર શિક્ષણને પ્રભાવે કરબલાના અમર કિર્તી મુકી ગયેલા ફિદાઇઓનું અહીં ટુંકમાં વર્ણન કરૂં છું અને ત્યાર પછી મોહર્રમ માસમાં અજ્ઞાનતાના કારણે જે રિવાજો પાળવામાં આવે છે તે ઇસ્લામની દ્રષ્ટિએ કેવા છે તેની ટુંકમાં તપાસ લઇશ, જેથી ઇમામની હસ્તી તથા તેનું મહત્વ શું છે તેનો પણ કાંઇ ખ્યાલ આવે, અને આ લેખનો મુળ હેતુ બર આવેલો લેખાય.

મોહર્રમની દસમી તારીખ થતાં કરબલાના ધર્મયુધ્ધનો આરંભ થયો અને હઝરત ઇમામ હુસેન (અ.)ના સ્નેહીઓ એક પછી એક શહાદતનો દરજ્જો મેળવતાં ગયા, જે પૈકી હબીબ ઇબ્ને મઝાહીર જેવા વયોવૃધ્ધ પુરૂષે ઇમામે ઝમાન માટે પતંગ સમાન પોતાની કુરબાની ધરી. તે પછી હુર ઇબ્ને રિયાહી, જેનુ વર્ણન હેઠળ આપવામાં આવ્યું છે, તેઓ અંધકારમાં ઇમામના નુરી પ્રકાશને જોઇ તેની લાઇટમાં તેનો પાલવ ઝાલી હિદાયતના માર્ગે આવ્યા અને શુરતા બતાવી ઇસ્લામ માટે શહાદત પ્રાપ્ત કરી એવા વીર ફિદાઇ શહીદો પર અલ્લાહની હજારો રહેમત હોજો!

---

## મહાન ફિદાઇ હુર (ર.)

જો એ નાહે દિલમેં ઇશ્કે હકીકત,
સો આહે ત ઠંનસાં પણ હેવાં હકીકત.
કુઠા કરબલામેં સચા જે સુંવારા,
હુઇ ઉનજે ભી દિલમેં હકીકી હકીકત.

અનેક આશકો પોતાની માશુક ઉપર કુરબાન થાય છે, જે આશકોને ફિદાઇનાં નામથી ઓળખવામાં આવે છે. આશક અથવા ફિદાઇ થવું એ કાંઇ ખીચડી ખાવાનું કામ નથી. જ્યાં સુધી એક માણુસ હકીકતના રાઝો નિયાઝ ભેદભરમને નથી જાણતો, ત્યાં સુધી તે ફિદાઇ નથી થઇ શકતો.

દરેક ઇન્સાન એક ચીજને જુવે છે. આંખના જોવાથી તેના દિલમાં ઇશ્ક પેદા થાય છે. પછી તે વસ્તુ મેળવવા માટે તે પોતાની જાત ફિદા કરે છે. પરન્તુ આંખનાં આંધળા પાસે ગમે તો બતી સળગાવી રાખો અથવા તો એક પત્થર રાખો, તેને તો બન્ને વસ્તુઓ સરખી છે.

ખુદાની ખલકતમાં જે જે આશક ફિદાઇ થઇ ગયા છે યા થશે, તે સઘળા ખુદાની તશબિહ (શીકલ) હાલતને જોઇને. તનઝઝી (બેજીસ્મી)

હાલતમાં તેનુ વર્ણન થઇ નથી શકતું. ઝાત, સિફાતનો મસલો કંઇ દરેકની અકલ કે ગુમાનમાં નહીં આવી શકે.

તે ખાલકે અકબર જ્યારે તનઝઝી (બેજીસ્મી)માંથી તશબીહ (જીસમ-ધારી)માં આવ્યો ત્યારે તેમના હજારો આશકો થયા, અને પછી તે ઇલાહી નુર હંમેશાં દુનિયાના તખ્તા માથે કાયમ રહ્યો, જેથી તેના આશક અથવા ફિદાઇ દરેક ઝમાનામાં પેદા થતાં રહ્યા અને પેદા થતાં રહેશે.

અગર આવો અકીદો માણસ નહીં રાખે અને એવી માન્યતા રાખે કે ખુદા જોવામાં નહીં આવશે, યા અલ્લાહ પાકનું મઝહર તશબીહ હાલતમાં નથી, અગર તે કોઇ વસ્તુ છે પરન્તુ ખુદાની માફક તે પણ જગતમાં નથી, તેને કોઇ જોઇ શકતુ નથી, તો પછી એવી માન્યતા રાખનાર ટોળામાં કદિ સાચા આશકો યા ફિદાઇ પેદા નહીં થાય. પરિણામે તે સમાજ હંમેશાં પાછળ પડતો જાય છે, અને તેઓનાં ઉમંગ, દિલેરી, જવાંમર્દી ખાતમો થઇ જાય છે.

જો હઝરત ઇસા, મુસા, દાઉદ, હઝરત મોહમ્મદ સ. યા અમીરૂલ મોઅમનીન હ. અલી અ. હસન, હુસેન અથવા રામ, કૃષ્ણ દુનિયામાં જાહેર જીસમદાર થઇ ન આવતે તો ખલકે ખુદામાંથી કોઇ પણ અલ્લાહનો આશક પેદાજ ન થાત. તેવા માણસોને સાચ્ચા આશકો ઉપમા આપે છે;

જીંએ નાહે દિલમેં ઇશ્કે હકીકત,
સો આહે ત ઇન્સાં પણ હેવાં હકીકત.

જેનાં હૃદયમાં ઇશ્કે હકીકત નથી તે અગર માણસ પણ છે પરન્તુ તેહકીક તે હેવાનજ છે.

ઇશ્કના બે પ્રકાર છે હકીકી અને મજાઝી. ઇશ્કે હકીકી કાયમ રહેનાર અને છેલ્લી હદ સુધી પહોંચાડનાર છે. બાકી મજાઝી ઇશ્કની બકા નથી, તે થોડા વખત માટેજ છે. તે સોડાની બાટલી માફક જોશ કરી શમી જાય છે. સાચા આશક ફિદાઇઓ પોતાના માશુકની દરેક ખાહેશ પુરી પાડે છે અને તેના ફરમાન પછવાડે પોતાને પાયમાલ કરી નાખે છે. આવા ફિદાઇઓ પોતાનો માલ, જાન અને ઓલાદ કુરબાન કરતા વાર નહી લગાડે.

આશક ઉસીકો કહેતે હંય જો તનકી ખાલ દે!
માશુક ચાહે દિલ તો ઉસે દિલ નીકાલ દે!
ફરહાદને કોહ કાટા થા શીરીં કે વાસ્તે,
મજનું ભી મર મિટા થા યું લયલી કે વાસ્તે!

હકીકતમાં શીરીં ફરહાદ, લયલા મજનુંના જે કિસ્સા છે તે કંઇ હરામકારી યા લંપટ નોવેલ નથી, પરંતુ તે વાતોને નહીં સમજનાર ખુદ પોતે વિષયવાસનામાં લપટાયલા છે. આને તેઓ આશકમાશુકની નોવેલ સમજે છે. હકીકતમાં તે વાતો આત્મા અને પરમાત્માને લગતી છે તેઓનો ઇશ્ક હકીકી હતો. તેઓએ દુનિયાની વિષયવાસના, મોજશોખ, મુકી, બધી વસ્તુઓ પોતાના માહબુબ ઉપર કુરબાન કરી !

જેવી રીતે પોતાના જમાનાના ઇમામ ઉપરથી કુરબાન થનાર મહાન ફિદાઇ, સાચ્ચો આશક જનાબ હુર (રઝીઅલ્લાહુ અનહો) જેણે દુનિયાની કોઇપણ લાલચમાં ન ફસાતાં સર્વ વસ્તુઓ કુરબાન કરી, પોતાનાં ભાઇ, છોકરાં, ગુલામ સુધ્ધાં શહીદ થઇ ગયા ! એનું ટુંક વર્ણન આ લેખમાં આપું છું.

અફસોસ ! આવા મહાન ફિદાઇઓની કાર્કિર્દિને બેસમજ ઇન્સાન રડવા કુટવાની પધ્ધતિમાં લઇ જઇ કેટલું અર્થનું અનર્થ કરે છે, તેઓની સાચ્ચી ફિદાગીરીમાંથી ફિદાઇ થવાનો પાઠ નહીં પ્રાપ્ત કરતાં, હાય સોસારા કરી પોતાનો વખત ફોકટમાં ગુમાવે છે. આવા ફિદાઇઓનુ મોત તે મોત નથી, પરંતુ સાચી હૈયાતી હાસિલ કરવાનો ચાન્સ છે ! તેઓ કંઇ મરી નથી જતાં, જેનાં માટે અલ્લાહ પાકનો કલામ ગવાહી આપે છે કે "જેઓ ખુદાની રાહમાં માર્યા જાય છે તેઓને મુવેલા ન કહો, તેઓ જીવતા છે, રોજી પામે છે."

કુઠા કરબલામેં સચા જે સુંવારા,
હુઇ ઉનજેભી દિલમેં હકીકી હકકીત.

જ્યારે હકીકી આંખથી ફિદાઇઓએ પોતાના જમાનાના ઇમામને ઓળખ્યો ત્યારે તેઓના હૃદયમાંથી મોતનો ડર નીકળી ગયો. મોતથી બીધેલા બીએ છે તે વાતને ત્યાં સ્થાનજ ક્યાં છે ? તેની સાબીતીમાં–

ફેવડીહી પે ઉધર જમએ થે અસહાબે દિલાવર,
યાદ આએ જીન્હે દેખકે સલમાનો અબાઝર,
નુરાની વોહ ચહેરે કે ખિજલ હો રહે અનવર,
પેશાનીયાં મહાતાબે નિશા સિઝદોંકે અંદર,

સર દેનેપે બાહમ કમરેં કસતે થે ગાઝી !
આપસમેં ગલે મીલતે થે ઔર હંસતે થે ગાઝી.

આ એકજ બેતમાં શાએર અચ્છી રીતે ફિદાઇઓની મર્દાનગીનો ચિતાર આપે છે, કે જનાબે હઝરત ઇમામ હુસેન અ. ના ફિદાઇ દરવાજા પાસે ભેગા થઇ ગયા; તેઓને જોઇને સલમાને ફારસી અને અબાઝર ગફ્ફારી જે હ. અલી અ. ના જમાનાના ફિદાઇ હતા તે યાદ આવી જતા. તેઓના નુરાની ચહેરાથી ચાંદ શરમાતો. તેઓ માથું આપવા માટે ખુશીની સાથે કમર બાંધી તૈયાર થયા હતા, અને જેમ ઇદની ખુશી થાય તેમ એક બીજાને ગળે લગાડતા અને હસતા હતા.

શાહ અબ્દ લતીફ કહે છે:

મરણુ મોટણુ મીંયણું થીયા નીઝારે નિરવાર,
કુસણુજો કરાર અસલ આશકન ખે.

સાચ્ચા આશકો મોતની રાહ જુએ છે. પીઠ બતાવી પાછું ભાગવું તેઓ માટે મેણા માફક ખીજાલત છે. તેઓ મેદાનમાં નીકળી નિરવાર થાય છે. તેઓ રોઝે અલસ્તમાં પોતાનાં માહબુબ ઉપરથી શહીદ થવાનો ઇકરાર કરી આવ્યા છે. મોતથી ડરનાર, આશક નથી થઇ શકતો. ફિદાઇઓ હંમેશા મોતની સાથે રમત કરે છે. મરવું એ શી વસ્તુ છે તે ખરેખર તેઓજ સારી રીતે જાણે છે:

મોહબત જે મેદાનમેં સીરજો સાંગ મ કર,
લાએ તન લતીફ ચે અગીયાં દોસ્તજે ધર,
ઇશ્ક નાગ ખપર ખબર ખાધન ખે પવે.

શાહ સાહેબ ફરમાવે છે કે અગર તું મોહબ્બત ઇશ્કના મેદાનમાં પોતાનો કદમ રાખે છે, તો પછી તારા માથાને બચાવવાની વાત મુકી દે. પહેલે તારૂં માથુ ઉતારી તારા માશુક આગળ રાખ, કારણુ ઇશ્કે હકીકી મોટો સાપ છે. જેઓને તે સાપનો ડશ લાગે છે તેઓજ તેના દર્દની વાત સમજી શકે છે, કે ઇશ્ક કઇ ચીજ છે!

પ્રેમ પિડા તીસે પુછો ભાઇ,
જીને એ ભાલ કલેજે ખાઇ!

પ્રેમની વાત પ્રેમી જાણે. બેદર્દ ઇનસાન જેને એ દર્દ નથી લાગ્યું તે એ વાતમાં શું સમજી શકે? પીર ફરમાવે છે કે જેને ઇશ્કે ઇલાહી લાગ્યો હોય, જેના કાળજામાં ઇશ્કની કટારીનો ઘા વાગ્યો હોય, તેને પુછો કે એ વસ્તુમાં શું મજા સમાયલી છે!

એ રસનો સ્વાદ તો શંકર જાણે,
કાં જાણે સુખદેવ જોગી રે.
કાંઇક જાણે વરજની ગોપીઓ,
જાણે નરસીઓ ભોગી રે.

જે માણસ ઇશ્કે ઇલાહીથી બેખબર છે તે આશક ફિદાઇઓ માથે હસે છે કે આવી કુરબાની તે હોય? આમ તે પૈસા અપાય! આવી રીતે ફરમાનબરદારી થાય? એ તો મુર્ખાઇની અવધિ છે.

ઓ બેદદ અને ઇશ્કના તરીકાથી બેસમજ ઇનસાનો! તમોને જે વાતની ખબર નથી તે વાતમાં શા માટે માથું મારી પોતાની આકબત બગાડો છો? મૌલાના રૂમી તેવા નાહિમ્મત, પૈસાના પુંજારીઓ, મોતથી ડરનારાઓને સબોધીને ફરમાવે છે!

ગર ન દારી હિમ્મતે મરદાને દીન,
ચું ઝનાં રવ દર પસે પરદા નશીન.
અય મુખન્નીસ! ન તો મરદી ન તો ઝન,
મીસ્કં શયતાં રાહે મરદાં રહે મઝન.

જો તારા દિલમાં દિનની મરદાનગી નથી, જો તું તારા દીન માટે કુરબાન નથી થતો, જો તારામાં તારા મશુક ઉપર ફિદા થવાની શકિત નથી, તો પછી જા તારા ઘરમાં, ઓરતોની માફક મોઢા ઉપર ચાદર કરી બેસી જા! પરંતુ અય નામર્દ! ન તો તું મર્દ છે, ન તો ઓરત, તારામાં પુરૂષાથ નથી. તું શૈતાનની માફક, આશક અને ફિદાઇની રાહમાં પત્થરા નાખનાર, તેને નાહિમ્મત કરનાર રાહઝન, રસ્તામાં છાપો મારનાર દાકુ છે. માટે તેઓની વચમાંથો હઠી જા. તેઓનો માર્ગ મોકળો કર.

ફિદાઇઓને કમઅક્કલ સમજનારા ભાઇઓને હું જરૂર પુછીશ, કે તમો આવા સવાલ હ. ઇસા, હ. મુસાને માનનારા અથવા શ્રી રામચંદ્ર કૃષ્ણને માનનારાઓને કેમ નથી કરતા, જેઓએ તે જમાનામાં પોતાના માહબુબ ઉપર સવ વસ્તુઓની કુરબાની કરી પોતાના માશુકોને રાજી રાખ્યા?

ખેર તે જુના જમાનાની વાતોને મુકો. પરંતુ હઝરત મોહમ્મદ મુસ્તફા રસુલ સ. ના આશકો જેઓએ તે હઝરતને આંખોથી જોયા હતા, તેઓનો અહેવાલ તવારીખોમાં વાંચ્યો છે કે નહિં? તેઓમાં સલમાન ફારસી, મીકદાદ, અસવદ, અબાઝર ગફફારી જેઓએ સવ ચીજોની કુરબાની તે

અલ્લાહ પાકના નુરં ઉપર ફરી, પોતાના ઘરબારની ફીકર દિલથી ભુલાવી દીધી! હ. અબાબકર સિદીક, જેણે ત્રણ વખત શીરબંધી કરી, માલ દોલત પોતાના માહબુબ ઉપર કુરબાની કરી, અને પોતાના પ્યારા પુત્રની છાતીમાં તીર માર્યો! શું એ સઘળા અસહાબ (મઆઝ અલ્લાહ) મુખ, જાહેલ હતા? નહીં, નહીં. તે આશક ફિદાઇઓને મુર્ખ સમજનાર પોતે મુખ અને બેસમજ છે.

હ. અલી અ. ના આશક માલકે ઉશતર અને કમ્બરના અહેવાલ યાદ છે? જેઓ દુનિયાની લાલચોને ઠોકરે મારી, પોતાના મૌલા ઉપર કુરબાન થયા! તેઓએ હ. અલી અ. માં શું જોયું હતું?

જનાબ હ. ઇમામ હુસેન અ. ના ફિદાઇઓની કુરબાનીથી કોઇ પણ મુસલમાન બેખબર નથી. એક તરફ યઝીદ પલીદની લલચાવનારી સેંકડો લાલચો, બીજી તરફ ભુખ પ્યાસ થોડા માણુસો પુરેપુરો મોતનો ભય, છતાં તે અસાહબીઓએ હ. ઇમામ હુસેન અ. માં શું જોયું હતું કે દુનિયાના સુખોને ઠોકરે માર્યા? પોતાના પ્યારા અઝીઝોને મુકી ફિદા થયા? તેનું શું કારણ? તેઓને કઇ વસ્તુ કશશ (આકર્ષણ) કરનાર હતી?

એ વાતોને સમજનાર, જાણનાર સાચા ફિદાઇઓ છે. બાકી જે માણુસ અજ્ઞાન, પૈસાનો લોભી, દુનિયાની મોહજાળમાં ફસેલો હોય તેને કુરબાની કરવી ન પરવડે. તે તો પોતાનું જોભરવામાં પુરો છે. તે તો બીજા આશકોની પોતાના માશુક ઉપરની ફિદાગીરી જોઇ પોતાના મનમાંજ બળ્યા કરે છે. તે મુખ પોતાની હૈયાની બળતરામાં પુરી કરે છે, બલ્કે ઇબ્લીસનો સગાથી થઇ તે સાચ્ચા આશકોને તેઓના માશુકોથી બેજાર કરવાની વેતરણુ કરે છે.

પરંતુ જ્યાં ઇશ્કે હકીકીની ગાંઠ મજબુત થઇ ત્યાં શેતાની વસવસો, વહેમ નાબુદ થાય છે જેમ મુરશીદ ગીનાન શરીફમાં ફરમાવે છેઃ

જો જડ જડી સત સજને,
તે રેણુ રહે અપાર રે;
તે જડ કદિ ન ઉખડે.
જો લાખો મીડન લુહાર રે.

અગર એ દુનિયાના માણુસો તે ફિદાઇઓની કુરબાની જોઇ તેઓની માલી હાલતની બરબાદી યા નુકસાન જોઇ અજબ થાય છે અથવા તે

જવાંમર્દ માથું આપતી વખતે જે તીર, બરછી ભાલા ખાય છે, તેને બેશક સમજે છે, પરંતુ તે આશકોને તેમાં કેવો સવાદ અને મજા આવે છે તે વાતથી તે લોકો બેખબર છે. જેમ કે એક શાએરનો કૌલ છે:

ઝખમોંકો અતાએ સમદી જાનતે થે વોહ,
આઝારકો લુત્ફે અહદી જાનતે થે વોહ.
જીનેકો મુકદ્દરકી બદી જાનતે થે વોહ,
મરનેકો હયાતે અબદી જાનતે થે વોહ.
સુકે હુએ હોટોંપે મોહમદકી સના થી,
દો રોઝકી પ્યાસ ઉન્કે લિયે આબે બકાથી.

ઉપરનો શેર જનાબ હ. ઇમામ હુસેન અ. ના ફિદાઇઓની શાનમાં કહેલ છે. તે ફિદાઇઓ તલવારના ઝખમને ખુદાની મહેરબાની સમજતા દુશ્મનોના આઝાર (પિડાઓ) ખુદાનો લુત્ફ સમજતા. જીવતા રહેવું એ કમબખ્તી સમજતા અને મરી જવું તે સાચી હયાતી પ્રાપ્ત કરવા સમાન માનતા હતા. બે દિવસની ભુખ અને તરસ કે જેનાથી તેઓના હોઠ સુકાઇ ગયા હતા, છતાં મોહમદ સ. નું નામ જપતા હતા. બે દિવસની પ્યાસ તેઓને હંમેશ આબે બકા, કાયમ અબદી તરફ લઇ ગઇ.

આફરીન, સદ હઝાર આફરીન, એવા ફિદાઇઓને! જેઓએ પોતાના ઝમાનાના ઇમામ ઉપર પોતાની જાનો કુરબાન કરી જાવેદાનીનો સુખ પ્રાપ્ત કર્યો.

* * * *

આફરીં, સદ આફરીં અય હુર અમાં તોહીબે હુજે.

શાબાશ, અય હુરની જનેતા! તારાથી એ શુરવીર પેદા થયો, જેણે પોતાના માશુક ઉપરથી કરબલાના મેદાનમાં મર્દાનગી સાથે પોતાનું માથું સદકે કર્યું.

મસાએબોની કિતાબોમાં જનાબ હુરનું બયાન અનેક રીતે વર્ણવામાં આવ્યું છે.

લખે છે કે હ. ઇમામ હસન હુસેન, બન્ને જણા મક્કેથી મદીને જતા હતા. રસ્તામાં હ. હસન બીમાર થવાથી હ. ઇમામ હુસેન અ. ફિકરમાં પડયા ને ભાઇને કયાં આરામ મળે. તેની જગ્યા શોધવા લાગ્યા તો તેમની નજરે એક ગરીબ માણસનું ઝુંપડું દેખાયું. આપ ત્યાં તશરીફ

લઇ ગયા ત્યાં એક બુઝોર્ગ સંત પીર મરદ અને ઔરત જોવામાં આવ્યા. તેઓ પાસે જઇને હ. ઇમામ હુસેન અ. એ કહ્યું કે મુસાફરી કરતાં મારા ભાઇ બીમાર પડી ગયા છે માટે મહેરબાની કરીને અમોને થોડો વખત અહીં રહેવા માટે જગ્યા આપો. તેઓ બન્ને ઇમાનદાર મુસલમાન મહેમાન-નવાઝ હતા, અને જનાબ અમીરૂલ મોમનીન હ. અલી અ.ના આશક હતા. પરંતુ હ. હસન હુસેનને વગર ઓળખાણે પોતાના ઘરમાં રાખી તેઓની ઘણી ખાતર બરદાસ્ત કરી.

હ. ઇમામ હુસેને અ. એ ત્રણ દિવસ ત્યાં રહી રવાના થતી વખતે ફર્માવ્યું; "અય પીરમર્દ મદિને કોઇ દિવસ જાવ છો?" ત્યારે તેણે કહ્યું "કોઇ કોઇ વખતે હઝરત અલી અ. ના દિદાર કરવા જઇયે છીયે." પછી ઇમામે ફરમાવ્યું "હવે જયારે આવો ત્યારે મારા મહેમાન બનજો." તેણે પુછયું "આપનું નામ શું છે?" હઝરતે ફર્માવ્યું: "નામ હું આપી નથી શકતો, પરતુ અમો બન્ને ભાઇઓનું બયાન જેની પાસે કરશો, તે અમારૂં મકાન દેખાડશે." ત્યાર બાદ બન્ને શાહજાદાઓ રવાના થયા.

ઘણા દિવસો પછી તે બુઢો બુઢી મદીનામાં આવ્યા, મૌલા મુશકીલ કુશાના દિદારથી મુશર્રફ થયા. મૌલા મુશકીલ કુશાએ ફર્માવ્યું કે ઘરે ચાલો, ત્યારે તે બુઢાએ કહ્યું કે યા હઝરત! અમો મહેમાન તો ફલાણા છોકરાઓના થશું, જેમાંનો એક ભાઇ રસ્તામા બીમાર પડી ગયો હતો. આપે ફર્માવ્યું, કે એ તો બન્ને મારા નુર ચશ્મ હસન અને હુસેન હતા. ત્યારે તે બુઢો બુઢી રોવા લાગ્યા કે યા મૌલા! અમોને શું ખબર? નહીં તો પુરી ખાતર બરદાસ્ત કરત.

ત્યાર બાદ હ. અલી અ. તેઓને પોતાના મકાને લઇ ગયા. હઝરત ઇમામ હુસેન અ. ને કહ્યું: "ફરઝંદ, તમારા મહમાન આવ્યા છે, તેઓને સંભાળો, ખાતર કરો" તે બન્ને જણા હ. ઇમામ હુસેન અ. ના હાથ પગ ચુમવા લાગ્યા કે 'યા મૌલા! અમોને શું ખબર કે આપ અમારા આકાએ નામદારનાં ફરઝંદ છો." હ. ઇમામ હુસેન અ. એ તેઓની સારી રાતે મહેમાની કરી, પછી ફર્માવ્યું "તમારી કોઇ ઇચ્છા હોય તો બોલો." ત્યારે તેઓએ અર્ઝ કરી: "યા મૌલા! અમોને ઔલાદ થાય એવી દુવા કરો." આપે તેઓને કહ્યું: "ઔલાદ તમને થશે, પરન્તુ દશ મહિના તમારે અહીં રહેવું." પછી તે બન્ને જણ ત્યાં રહ્યા. દશ મહિના પછી તેઓને પુત્ર જન્મયો. હ. ઇમામ હુસેન અ. તે બચ્ચાંનું નામ હુર રાખ્યું

અને દિલગીર થયા. ત્યારે તે બુઢાએ જેનું નામ રિયાહી હતું તેણે અરજ કરી: "યા ઇમામ! આપને ભવિષ્યની ખબર છે માટે જો આ છોકરો મોટો થતાં આપથી ફરી જવાનો કે બેઇમાન થવાનો હોય તો યા મૌલા! એ છોકરાને હું હમણાંજ મારી નાખવા તૈયાર છુ. જે માણસ જમાનાના ઇમામની મુખાલિફત કરે તેને જીવતો રાખવા કરતા મારવું બહેતર છે." ઇમામે ફર્માવ્યું: "અય પીર મદ! એ એક જુદી વાત છે. જેમ તું સમજે છે તેમ નથી. મારી દિલગીરીનું કારણ જુદું છે."

મરહબા! જઝાક અલ્લાહ! આવા માબાપોને કે જેઓ આવી કુરબાની કરવા તૈયાર થયા. તેહકીક જનાબ હુર જેવા ફિદાઇઓના માબાપ પણ આવા ફિદાઇ હોય તેમાં નવાઇ નથી. જેઓની ઓલાદ, પોતાનાં ઝમાનાનાં ઇમાન ઉપર કુરબાન ન થાય, અથવા તે ઝમાનાના ઇમામની મુખાલીફત કરે, ફરી જાએ, દુશમની કરે, તો આવી નાખલફ, નાલાયક ઓલાદનુ જીવવા કરતાં મરવુ બહેતર છે.

સાચા ફિદાઇઓ તકલીફો, દુઃખો સહન કરે છે. ગમે તેવી મુસીબતોનો સામનો કરે છે. સાંપ વિછુની સાથે દોસ્તી કરી શકે છે. પરન્તુ પોતાના માશુકની નિંદા કરનાર, તેની દુશમની કરનાર, તેનું ભુડું બોલનાર સાથે સગઇન નથી કરી શકતા. પછી ભલે તે પોતાનો બાપ હોય, ભાઇ હોય, પતિ હોય કે છોકરો હોય, ગમે તે સગો વ્હાલો હોય, તો પણ તેની મોહબ્બત પોતાના દિલમાંથી દુર કરી, પોતાના પ્યારા માશુક ઇમામ ઝમાનની મોહબ્બતમાં મસ્ત રહી તે વ્હાલાઓનો વેરી બને છે. જેના અનેક પુરાવા તવારીખમાં મોજુદ છે.

કરણ જીંદે જાનબે કુરબાન, આહે કમ ઈ ફિદાઇઅજો!
ધીરજન ન મોતખાં હરગીઝ સદાઇ સાદો અચાઇઅજો!
હકીકી રાહતે રીજન કુસનથા કુરબમાં ખીલધે,
મરન થા મરદ મેદાનમેં નાય હપતીન હિકડી પાઇઅજો!

પછી હઝરત ઇમામ હુસેન અ. મે હુરના વાલીદને ફરમાવ્યું, "તમો હુરના જન્મનો અહેવાલ લખી એક તાવીઝમાં નાંખી તે તેની બાંહમાં બાંધી દેજો." ઇમામના આ ફરમાન મુજબ તરતજ તે બુઢાએ અમલ કર્યો.

ઘણા વર્ષો પછી જનાબ અમીરૂલ મોમનીન હ. અલી અ. ને આપના દુશ્મનોએ દગલબાઝીથી કુફાની મસજીદમાં શહીદ કર્યા પછી હ. હસન

અ. ની સાથે ચાલીસ હજાર માણુસો ભેગા થઇ માઆવીયા સામે જંગ કરવા ગયા, પરંતુ એકજ લડાઇમાં બધા ફુટી ભાગી ગયા, અને હ. હસન અ.ને એકલા મુકી દીધા. ત્યારબાદ હ. હસન અ. મે માઆવીયા સાથે સુલેહનામું કયું તે મુજબ અમુક લાખ રૂપિયા માઆવીયા હ. હસન અ.ને વષમાં આપતો અને હકુમત પોતે ચલાવતો.

આ ઇતિહાસની મોટી કથાને મુકી આપણને જનાબ હુરની કુરબાની અને જવામર્દીનો અહેવાલ પુરો કરવાનો છે. હુર (રઝી.)ના માબાપ તો ગુજરી ગયા હતા અને તે પોતે એક મોટો બહાદર અને શુરવીર જવાન થયો હતો, અને યઝીદ પલીદની નોકરીમાં જઇ રહયો. ત્યાં આસ્તે આસ્તે પોતાના બાહુબળે તે એક હજાર સવારનો સરદાર થયો! યઝીદ પલીદ અને પિસર ઝિયાદ તેના જવાંમર્દીના કામ જોઇ ઘણા રાજી થતા, તેને ઘણી ઇઝઝત આબરૂ આપતા અને તેના માથે દિવસે દિવસે વધારે ને વધારે નવાજેશ કરતા. તેનામાં ઘણો વિશ્વાસ રાખતા. મહાન ફિદાઇ હુર (રઝી) હમેશાં ઇમાનદારીથી નોકરી કરતો

જયારે યઝીદ શામનો બાદશાહ થયો ત્યારે હઝરત ઇમામ હુસેન અ.એ તે પલીદની બૈયતથી ઇન્કાર કર્યો અને મદીને મુનવ્વરાને મુકી મકકે મોઅઝમામાં જઇને રહ્યા. ત્યારે કુફાવાળા કાગળ લખવા લાગ્યા કે યા ઇમામે ઝમાન! તું અમારી તરફ આવી જા. અમો વગર ઇમામના છીયે. તારી બૈયત કર્યા શિવાય કાફરના મોતે મરશું. જો નહીં આવશો તો અમો કયામતમાં અલ્લાહ પાકની પાસે પુકારીશું. તુ જલ્દી અમારી પાસે આવ, અમો અમારી પોતાની જાન તમારી રાહમાં કુરબાન કરીશું.

ઉમ્મતે રસુલ સ. માં એક તો એવા માણુસો છે કે જેઓ ઇમામતના ઉસુલને શરૂથી નથી માનતા. તેઓની સાથે કોઇ વાદવિવાદ નથી. પરન્તુ જેઓ ઇમામના ઉસુલને માનનારા છે—એ વાતને જાણે છે, તેઓમાં બે પ્રકારના માણુસો છે. એક તો ઇમામ અ.ના હાથ ઉપર બૈયત કરી મરણ પર્યંત વફાદારી સાથે જાનનિસારી કરે છે, અને કોઇ દિવસ કોઇ પણ આફત આવી પડતાં લેશ માત્ર પરવાહ કર્યા સિવાય પોતાના હાથ ઇમામની દામન મજબુતપણે પકડી ઉભા રહે છે. તેઓનું નામ છે સાચા ફિદાઇ.

જેમકે ઉપરના બેતમાં આવ્યું છે કે:

**કરણ જીંદ જાનખે કુરબાં આહે કમ ઈ ફિદાઇઅજો!**
**વીરજન ન મોતખાં હરગીઝ સદાઇ સોદો સચાઇઅજો!**

પોતાની જીંદગી કુરબાન કરવી એ તો ફિદાઇનો મુખ્ય ધર્મ છે. મોતથી ડરવું, મેદાન મુકી ભાગી જવું એ કાયરનું કામ છે. ફિદાઇ તો મોતની સામે જાય છે. તેઓનો સોદો સચાઇનો છે, કચાઇનો નથી. જેમ કે મુરશીદ ગ્રાન શરીફમાં ફિદાઇઓ માટે ફર્માવે છે :

સતગુર કહેરે સુરા હો કર રણમાં લડે,
અને સીર કપાવા જાયે;
તે પાછો પગલો નવ ધરે,
અને સનમુખ ચાલીયો જાય રે.

મોમન અને મુનાફિક દરેક ઝમાનામાં હંમેશાં સાથેજ વસતા અને રેહતા આવ્યા છે અને તેઓની દરમિયાન હંમેશાં પરિક્ષા થાય છે. પછી

ખરા હશે તે સત રાખશે,
બે ઇમાની ભાગી જાએ.

જ્યારે માથું આપવાનો વખત આવે છે ત્યારે બેઇમાન અને ખરા મોમનની ખબર પડે છે. જેટલે સુધી એવી પરિક્ષા નથી થઇ તેટલે સુધી તો સઘળા વિદ્યાર્થીઓ સરખાજ ગણાય.

તો મુનીવર ભાઈ પીતળ ભી સોના તોલ હય,
તે સોના સરીખું દેખાએ;
પણ ખન એક જો અગનમાં બાળીએ,
તો તત્ક્ષણ કાળું થાએ રે.

તેમ બીજા માણસ ઇમામની સાથે બૈયત કરે છે, ઇમામને માને છે અને તેના હાથમાં હાથ આપી પછી મુરતદ થઇ ફરી જાય છે, તેના વિષે અલ્લાહના કલામમાં ઘણી મઝીમ્મત છે. ઇકરાર કરી પછી ફરી જવું એ મહા પાપીનું કામ છે. હંમેશાં ઈમાનદાર મોમન એવા ઇમામે ઝમાનથી ફરી જનારાઓને કુરીઓની ઉપમા આપે છે; જેમ જનાબ અમીરૂલ મોમનીન હ. અલી, હ. હસન, હ. ઇમામ હુસેનથી કુફાવાળા ફરી ગયા, પોતાનો દીન ઇમામ ગુમાવી બેઠા, હમેશા માટે અલ્લાહ પાકની લા'નતના અધિકારી થયા. અલ્લાહ પાક બચાવે દરેક મોમન મુસલમાનને એવા ખબીસ ખ્યાલથી જે જમાનાના ઇમામ સાથે બૈયત કર્યા પછી પોતાનું ઇમાન ફેરવી બેઇમાન બને છે પીર સદરદીન સાહેબ ફર્માવે છે કે:

જનમજ ખોએઓ મુરખ પાપીએ,
જેણું છોડી ઇમામની બાંએ.

જનાબ હઝરત ઇમામ હુસેન અ. કુફીઓના પત્રો આવવાથી મક્કાથી રવાના થઇ ઇરાક તરફ જવા લાગ્યા ત્યારે કુફાનો ગવર્નર જે અબ્દુલ્લાહ ઝિયાદ હતો તેણે કુફીઓને ધમકાવી, ડરાવી, લાલચો આપી મુરતદ કરી નાંખ્યા! ઉમર સા'દ જેવો ઉચ્ચ ખાનદાનની અમાનતદાર માણસ પણ રએની ગવર્નરીની લાલચે ઇમાન ગુમાવી બેઠો!

પીર જ્ઞાન શરીફમાં ફર્માવે છે:

આશાજી દુનીયા કારણ દીન ગુમાવે,
મુરખ ન ચેતે લોકજી;
સરગ તણા તો મેવા ગુમાવે;
ગુમાવે અમારો દીદાર.

તેહકીક (ખરેખર) દુનિયા ખાતર દીન ઇમાન વેચનારા હંમેશાં હતા અને આજે પણ છે, જેઓ ખુદાઇ નિયામતો ઉપર એતબાર નથી કરતા, ઇમામ જેવી વસ્તુ નથી સમજતા. તેઓ વખતોવખત ઇમામે ઝમાનથી ફરી જઇ તેઓની નિંદા કરે છે, તેઓનો સામનો કરે છે, તેઓને મિટાવવાની પૈરવી કરે છે. એવા યઝીદીયાના સંગાથી હંમેશથી હતા અને હમણા પણ એવા યઝીદીયાઓ મૌજુદ છે.

મૌલાના શાહ અબ્દુલ લતીફ ફર્માવે છે:

જીની જેડા કાલ અલીઅજે ઓલાદસાં,
હએ તીનીંજા હાલ જે કે જમાયતી યઝીદજા.

જેઓ અલીની ઔલાદ સાથે આગળ લડયા છે તેઓના હાલ બૂડા થશે. એવી યઝીદની જમાઅત ઇમામોનો સામનો કરી જહન્નમ તરફ ગઇ, પરન્તુ બીજા બેતમાં ફર્માવે છે કે:

જીની જેડા અજ અલીઅજે ઓલાદસાં,
લહે તીનીજે ભજ જે કે જમાયતી યઝીદજા.

અરે, આજે પણ તે યઝીદી જમાઅત અલી અ. ની ઔલાદ સાથે લડી રહી છે (આજે પણ તે ઝમાનાના ઇમામની દુશ્મની કરી રહી છે) ઓ લતીફ! તું તેવી જમાઅતથી ડરીને દુર ભાગ કે જે યઝીદીઓ જેવી ખસલત રાખે છે.

પ્યારા મિત્રો ! ઝમાનાનો ઇમામ ઝાહેર હાઝર છે તો યઝીદીઓ ખારજીઓ તેના ઘરના દુશ્મન પણ જરૂર હોવા જોઇએ.

જ્યારે કુફીઓના ઘણા કાગળો આવ્યા ત્યારે હ. ઇમામ હુસેન અ. ઇરાક તરફ રવાના થયા. આ ખબર પિસર ઝિયાદને પડતાં તેણે જનાબ હુર (રઝી)ને બે હજાર સવારની સરદારી આપી ઇમામ હુસેન અ. નો રસ્તો રોકી આપને ગિરફતાર કરવા રવાના કર્યો. હુર જંગલને રસ્તે પડી ચુકયો. રસ્તામાં પાણી ન મળવાથી બધા માણસો મરવા લાગ્યા, અને ઘોડા ઉપરથી જમીન ઉપર પડવા લાગ્યા. સામેથી ઇમામ હુસેન અ. નો કાફલો પણ આવી પહોંચ્યો.

ઇમામ અ. મે જોઇ લીધું કે બધા તરસથી મરે છે. બે હજાર માણસના જાન જાય છે, ત્યારે ઇમામ અ. તો સખી કરીમ રહેમતુલીલ આલમીન હોય છે, આપે હઝરત અબ્બાસ અલી અ. ને ફર્માવ્યું કે એ લોકોને પાણી પિવડાવો ! પછી પાણી પી જ્યારે હુરનું લશ્કર હુશીયાર થયું, ત્યારે આપે ફર્માવ્યું કે તારૂં નામ શું છે ? હુર અરજ કરવા લાગ્યો કે મારૂં નામ હુર છે, હું અબ્દુલ્લા ઝિયાદ તરફથી આપને ગિરફતાર કરવા આવ્યો છુ. આ સાંભળી હ. ઇમામ હુસેન અ. ગુસ્સામાં આવી ગયા. ફરમાવ્યું.

સિબ્તે નબીકો આ ગયા એક બારગી જલાલ,
ઝહરાકે લાલકા હુવા ચહેરા તમામ લાલ;
ફરમાયા રોકનેકા મેરે ગર કરે ખ્યાલ,
વલ્લાહ તેરી ઓર તેરે લશકરકી કયા મજાલ;

મુજહકો નહીં કબુલ યહાં ખયમાગાહ હય,
દેખું તો કોન આજ મેરા સદે રાહ હય.

અય હુર ! તારા લશકરની શું મજાલ કે મારો રસ્તો રોકી શકે ? મારે અહીં નથી રહેવું, મને જ્યાં મરજી પડશે ત્યાં જઇશ. મેં તારા ઉપર અહેસાન કર્યો તેનો આ ઇવઝ ? અય હુર ! તું મારા રસ્તામાંથી હટી જા ! તારામાં એટલી શકિત નથી કે કયામતનો આઝાબ ભોગવી શકે.

હુર ઇમામના શબ્દો સાંભળી ડરી ગયો. ઇમામ અ. ને અરઝ કરી કે યા મૌલા, હમણા આપ અહીં રહી જાઓ, પછી રાતની વખતે જ્યાં ગમે ત્યાં જાઓ. જો જાહેરમાં હમણા આપને હું નહીં રોકીશ તો મારા માથે મુસિબત આવી પડશે.

હ. ઇમામ હુસેન અ. ઘણા રાજી થયા અને હુરને દુવા કરીઃ

આઝાદ હય તું જૈસ લિયે હુર તેરા નામ હય,
વલ્લાહ ! તુજપે આતિશે દોઝખ હરામ હય !

હુર, ઇમામ અ. ની દુવાથી ઘણો રાજી થયો.

પછી હઝરત ઇમામ હુસેન અ. કરબલા પહોંચ્યા. ઉમર સા'દની સરદારી નીચે હજારો કુફીઓ ઇમામની સામે જંગ કરવા ભેગા થયા, તેમાં હુર (રઝી.) પણ શામીલ હતા જ્યારે મોહરમની દશમી રાત થઇ ત્યારે હુર (રઝી)ને સ્વપ્નામાં તેના બાપ તરફથી બશારત થઇઃ

કિસ કૌમપે થા હુકમ તુજે તેગઝનીકા ?
બાઇસ જો હુવા તેરી ગરીબુલ વતનીકા !

અય ફરઝંદ ! આજે તુ હાકેમની તરફથી લડવા માટે મુસાફરીમાં નીકળ્યો છે તે કોની સાથે સામનો કરવાનો વિચાર રાખ્યો છે ? ત્યારે હુરે જવાબ આપ્યોઃ

તબ મૈંયને યેહ કી અર્ઝ કે અય વાલિદે ઝીજાહ,
આયા થા કે રોકું પિસરે ફાતેમાકી રાહ;
યેહ સુનતેહી બાબાપે હુવા સદમએ જાંકાહ,
મુંહ પિટ લિયા હાથોંસે ઔર સીનેસેકી આહ;

રો કર કહા, બેઝાર હુઇ રૂહ નબીકી,
તુને પિસરે ફાતેમાસે બેઅદબી કી.

હું યઝીદની તરફથી હ. ઇમામ હુસૈન અ. નો રસ્તો રોકવા ગયો હતો. આ વાત સાંભળી મારો બાપ રોવા લાગ્યો અને પોતાનું માથું કુટવા લાગ્યો અને મને કહયું કે ઓ છોકરા ! તારાથી રસુલ સ. ની રૂહ નારાઝ થઇ કે જન્નતે ખાતુનનાં ફરઝંદ સાથે તે બેઅદબી કરી.

કયું તુને પકડ લી થી રીકાબે શહે ઝીજાહ,
પોંચોં સે ન કયું હાથ તેરે કતઅ હુએ આહ.

અય ફરઝંદ ! તને શરમ ન આવી કે તેં બેઅદબી સાથે હ. ઇમામ હુસેન અ. ના ઘોડાની રકાબ પકડીઃ અરે, તારા હાથ તેજ ઘડીએ શા માટે તુટીને જમીન ઉપર ન પડયા !

ક્યા; રૂતબએ ફરઝંદે અલીસે નહીં આગાહ.
કિલબંદે નબી નુરે ખુદા હુજ્જતે અલ્લાહ!
હાદીએ જહાં કિબ્લએ દીં યઅદે ઝીજાહ,
જો રાહપે ઉનકી નહીં, કાફર હય વોહ ગુમરાહ;

યેહ ચશ્મે ખુદા: ગોસે ખુદા: દસ્તે ખુદા હય!!!
કુરઆં ન ઇન્સે ન યેહ કુરઆંસે જુદા હય!

અય ફરઝંદ! તું હ. ઇમામ હુસેન અ. ના રૂતબાથી બેખબર છે, તેની શાન મુબારકની તને ખબર નથી. ઇમામે ઝમાન હ. અલી અ. નો તે જીગરબંદ છે, રસુલ સ નો જીગર: અલ્લાહ પાકનું નુર મુબારક: અલ્લાહ પાકની હુજ્જત છે! તે જગતનો હાદી અને કિબ્લો છે (જેના તરફ સિઝદો કરવો વાજીબ છે.) જે તેના રસ્તા ઉપર નથી તે ગુમરાહ અને કાફર છે. હ. ઇમામ હુસેન અ. ખુદાની આંખ છે ખુદાના કાન છે. ખુદાના હાથ છે. તેનાથી કુરાન નોખું નથી. તે કુરાનથી શામીલ છે.

સુબ્હાન અલ્લાહ! ઇમામે ઝમાનની શાન મુબારક એ એકજ પાઠમાં મૌલાના દબીર સાહેબ ઘણી અછી રીતે બ્યાન કરી ગયા છે. જયાં સુધી ઇમામે ઝમાનને ઉપરની સિફાત (ગુણો)થી ઇન્સાન નથી ઓળખતો ત્યાં સુધી તે ઇમાનદાર થઇ નથી શકતો, તેનુ ઇમાન કાયમ નહીં રહે. જ્યારે ઇમામની જીસમાની વાતો મુકી નુરાનીયતની માઅરેફત મેળવે છે ત્યારે તે શખ્સ કામીલ થાય છે, યાને અલ્લાહ પાક ઇમામે ઝમાનની આંખોથી માણસોના આમાલ જુએ છે અને તેના કાનોથી તે પોતાના બંદાઓની ફરીયાદ સાભળે છે. ઇમામના હાથોથી પોતાના બન્દાઓને રીઝક આપે છે. કુરાન ઇમામની સાથે; ઇમામ કુરાનની સાથેનો હકીકી મતલબ એ છે કે ઇમામનું ફરમાન તે અલ્લાહ પાકનું ફરમાન છે.

અના કુરઆને નાતિક હાઝા કુરઆને સામિત,
કુરઆં યે સામિત હય કુરઆં અલી હય.

આ અમીરૂલ મોમનીન હ. અલી અ. નો કલામ છે કે "હું બોલનાર—બોલતો કુરાન છું. આ લખેલ કિતાબ છે."

તેહકીક આવો અકીદો દરેક મોમન મુસલમાનનો પોતાના ઝમાનાના ઇમામ માટે હોવો જોઇયે. જો કોઇ આવી ઇમાનદારી પોતાના ઇમામ માટે

નથી રાખતો પછી તે કદી પણ પોતાનો ઇમાન સલામત નથી રાખી શકતો. તેના માટે જહન્નમની આગ શિવાય બીજે ક્યાંય જગ્યા નથી.

પછી હુર (રઝી)નો બાપ કહેવા લાગ્યો કે "અય ફરઝંદ! તારી પેદાશનો નવિશ્તો (લખાણ) તારા બાજુમાં બાંધેલો છે તે વાંચી વાકેફ થા અને આ કાફરોની ફોઝમાંથી નીકળ અને ઇમામની જદમે બૈયત કર. તેના ઉપરથી તારી જાન કુરબાન કર! અય ફરઝંદ! તારૂં નામ અમર કર જેથી કયામત સુધી તારૂં નામ દિલોમાં કાયમ રહે."

વલ્લાહ! કે જો ઇનકી મોહબ્બતમેં મરેગા,
મુજરીમ હો તો ખાલિક ન અઝાબ ઉસપે કરેગા.

ખુદાની સોગંદ, જે માણસ ઇમામે ઝમાનની મોહબ્બતમાં મરે છે તે અગર ગુનેહગાર પણ હશે તોય અલ્લાહ પાક તેને સજા નહી કરે. ઇમામે ઝમાનની મોહબ્બત તેના ગુનાહને બાળીને ખાક કરી નાખે છે.

હુર (રઝી.) નિંદ્રામાંથી જાગૃત થયા. તેની આંખોમાં આંસુ આવી ગયા, અને તે પોતાની કરેલી ભુલ માટે પસ્તાવો કરવા લાગ્યા કે યા ઇલાહી! મારો એવો ગુનાહ છે જે બખ્શ થવા યોગ્ય નથી, મેંજ ઇમામે ઝમાનનો રસ્તો રોકી તેને આવી હાલતમાં લાવી મુક્યા, ઓ ખુદા! મારૂં શું થશે! હું આ આઝાબથી કેમ બચીશ?

હુર (રઝી) પોતાની સામે ગુનાહોનો પહાડ જોવા લાગ્યા, અને પોતાના દિલને ધિટકારવા લાગ્યા કે મારો ગુનાહ સાધારણ ગુનાહ નથી. ઇમામે ઝમાન પોતાની ખતા બખ્શ કરશે કે નહીં એજ વિચારમાં તે પાછો સુઇ ગયો. ફરીથી તેને સ્વપ્નામાં તેનો બાપ આવ્યો અને તેને સંબોધી કહેવા લાગ્યો:

કયું ડરતા હય? જા ઝાતે કુરેશા અહેલે સખા હય,
જો ચાહે સો દે, માલેકે સરકારે ખુદા હય.
કયા તેરે ગુનાહ શાહકી બખશિશસે સિવા હય?
તું બાંધ તો લે હાથ કે વોહ ઉકદે કુશા હય!
એક રાઝો નિયાઝ ઉનકો કદીમાના હય રબસે,
બખશી ગઇ આદમકી ખતા ઉનકે સબબસે.

અય ફરઝંદ! તુ શા માટે ડરે છે? શા માટે નાઉમીદ થાય છે?

બખ્શ કરી ગમે તે બંદનાને આ'લા દરજ્જે ઇનાયત કરે છે. તે સારી ખુદાઇનો માલિક છે! શું તારો ગુનાહ એવો છે કે જે ઇમામ બખ્શ નથી કરી શકતો? અરે, તારા ખરા હૃદયથી તોબાહ કરી, પશ્ચાતાપ કરી, હાથ બાંધી તેની પાસે જા. તે કરીમો સખી તારા હાથ ખોલી ગુનાહ બખ્શ કરી હમેશની આઝાદગી આપશે! જેણે આદમ અ. ના ગુનાહ બખ્શ કરાવ્યા તે એજ નુરે ઇલાહી છે.

જનાબ પીર સદરદીન પણ એવીજ હિદાયત કરે છે કે જે માણસ દિલોજાનથી ઇમામે ઝમાનના કદમ ઉપર પડે છે, દિલ થકી તોબાહ કરે છે તો તેના ગુનાહ માફ થઈ જાય છેઃ

ભાજ પડો સતગુરૂજીકે ચરણે,
જો ખનમાં પાર ઉતારે રે...

હુર (રઝી) પાછો જાગૃત થયો. સુબુહ(સવાર)ની ઇબાદત કર્યા પછી દરેક જવાન પોતાના હથીયારથી સજ્જ થવા લાગ્યા. હુર પણ પોતાના ઘોડા ઉપર સજ્જ થઇને સવાર થયો. પરંતુ તેનુ આખું અંગ થરથર કાંપતું હતું, અને દિલમાં ઇમામે ઝમાનની મોહબ્બત પેવશ થઇ ચુકી હતી. તેના રોમેરોમમાં ફિદાઇ થવાનો જોમ ઉછાળા મારતો હતો.

એક તરફ દુનિયાની અસંખ્ય માલ મિલ્કત, બાગ, બગીચા, ઘર બાર બરબાદ થવાના હતા. પરંતુ બેશક હકીકી આગળ ઇશ્કે મજાઝી કોઇ બિસાતમાં નથી. કુરબાની કર્યા શિવાય કુંજે કફસ(દેહપિંજર)માંથી છુટવુ અશકય છે. હુરે પોતાના દિલ સાથે મજબુત નિશ્ચય કરી લીધો હતો કેઃ મારા મૌલા, મારા પ્યારા આકા ઉપરથી સઘળી વસ્તુઓ કુરબાન કરીશ! મારી જાન પણ સદકે કરીશ!!

કોઇ માણુસે પુછ્યું: અય હુર! આજે તું શા માટે થરથર કાંપે છે? સામેવાળાઓ ત્રણ દિવસના ભુખ્યા પિયાસા છે. તેઓમાં લડવાની તાકાત નથી. તું તો મોટો બહાદર છો. ત્યારે હુરે જવાબ આપ્યોઃ અય શખ્સ! હું ડરૂં છું એ વાતથી કે ઝમાને ઇમામ હ. હુસેન અ. ની સામે હથીયાર કાઢવું એ સીધો જહન્નમમાં જવાનો સોદો છે, તેથી ડરૂં છું કે તેઓનો વિરોધ મુકી એ ઇમામે ઝમાનની તાબેદારીમાં જઇ જન્નતનો હકદાર થાઉં.

તે શખ્સ હુરની આવી વિચિત્ર વલણ અને વાતો સાંભળી સીધો ઉમર સા'દની પાસે ગયો અને તેને હુરની રીતભાતથી વાકેફ કર્યો, ઉપરાંત

કહ્યું કે જો આપણા લશ્કરમાં આવી અંધાધુંધી ચાલી તો ફતેહ થવી મુશ્કીલ છે, ઉલટું આપણું લશ્કર આપસમાં લડી મરશે.

ઉમર સા'દ આ હકિકત સાંભળી ગુસ્સાથી લાલ થઇ ગયો. તરત માણસને મોકલી હુરને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને પહેલે મીઠી ઝબાનથી કહેવા લાગ્યો કે અય હુર! તારી ફોઝ કયાં છે? આપણી ફોઝમાંથી પહેલે જંગ માટે કોણ જશે? તું જેમ સલાહ આપે તેમ કરીએ હુર તો જેમ તેની સામે આવ્યો તેમ રૂવાબમાંજ ઉભો હતો. તે પલીદને તેણે સલામ પણ ન કરી. ઉમરના આ સવાલથી હુરે જવાબ આપ્યો.

દુનિયામેં જોર અપના હય ઓર અપના હાથ હય,
મય હું કિસી તરફ ન કોઇ મેરે સાથ હય.

કે મને કોઇની ખબર નથી. નથી હું કોઇ ફોઝનો સરદાર. હું મારા પોતાના બાહુબળ ઉપર મુસ્તાક છું. બીજાઓની સાથે મને શી પંચાત!

ત્યારે પલીદ ઉમર સા'દ હુર (રઝી) ને ધમકીયુકત કહેવા લાગ્યો કે તું તારા મનમાં શુ સમજે છે? ઓ હુર! તારી ઇઝઝત આબરૂનો ખ્યાલ કર! અગર તું ઇમામ હુસેન (અ.)ની સાથ થઇશ તો પાછળથી તને કેટલું નુકસાન થશે?

હાકીમકે હુકમસે કોઇ હો મુનહરિફ અગર,
કતઇ યેહ હુકમ હય કે જુદા કર બદનસે સર.
મુજરિમ હય જાયેગા જો ઇધરસે કોઇ ઉધર,
બચ્ચે અસીર હોયંગે તારાજ હોગા ઘર.

હાકિમ હું મંય સઝાકા મુજહે અખ્તીયાર હય,
દુર્રા હય, બેડીયાં હય, અસીરી હય, દાર હય.

અગર કોઇ માણસ યઝીદના લશ્કરને મુકીને ઇમામની તરફ જશે તો તેનું માથું કાપી નાખવામાં આવશે, તેના બાલબચ્ચાં કેદ કરવામાં આવશે. હું હાકમના તરફથી હાકમ છું હું ગમે તેને સજા કરી શકું છુ

અય હુર! તું તારી શાનને જો! ઇમામ હુસેનની પાસે શું છે? તે પોતે લાચાર બેસરો સામાન છે. તું તેના તરફ જશે એમાં તને શું હાંસિલ થવાનું છે? તું દાના થઇ નાદાન કેમ થાય છે? તારી સમજશક્તિ કેમ બરબાદ થઇ ગઇ છે? કે તું પોતાના નફા નુકસાનને નથી સમજતો! મારૂ કહ્યું માન અને ઇમામની તરફ ન જા.

ઉમર સાંદની ધમકી આપકે ખુદા મહાન દિદાઇ ઉપર કંઇપણ અસર કરી ન શકી. જેના હૃદયમાં નુરે ઇમાન પ્રગટ થાય છે તે દુનિયાના સુખોને લાત મારે છે.

સતગુરૂ કહેરે જીસ ઘર ઇમાન પ્રગટીયા
તીસે ગફલત હોવે દુર.
તીયાં અંધારા કિયા કરે
જીયાં સતગુરૂ કેરા નુર રે

હુરે (રજ઼ી) તે મરદુદને જવાબ આપ્યો કે ખુદાનો ખોફ કર. જે રસુલ સ. ઉપર તું કલમો પઢે છે તેનાજ નુરે નઝરની દુશમની રાખે છે ? તેને મિટાવવા પ્રયત્ન કરે છે ?

જો અપને ઘરમેં આયે ઉસે ઠેલતે નહીં
મહેમાનકે ગલે પે છુરી ફેરતે નહીં

ઓ સાંદના દિકરા ! શરમ કર. તેંજ ઇમામે ઝમાનને પત્ર લખી ઇરાકમાં બોલાવ્યા ત્યારે હવે તેમના ગળા ઉપર છુરી ફેરવવી એ કુફર છે કે નહીં ? તોબાહ કર, એ રએની લલચને મુકી દે. ઇમામે ઝમાનને સતાવનારની કોઇપણ મુરાદ ખુદા પુરી નથી કરતો. ચાલ મારી સાથે ચાલ. આપણે બને જણ ત્યાં ચાલી તોબાહ કરી લઇયે.

લાલચ ન કર હુકુમતે, રએકી ખુદાસે ડર
કાઅબેકો ઢાકે કોઇ બનાતા હય અપના ઘર

અરે લાલચી, તારી જુઠી લાલચને મુક. ખુદાનો ખોફ રાખ. કાબ-તુલ્લાહને તોડી પોતાનો ઘર બનાવવા નીકળ્યો છે એ કયા હિસાબે ?

દુનિયામેં કયા ખબર કે રહે યા ન તું રહે,
વોહ કામ કરકે જા કે સદા આબરૂ રહે.

ઓ ઉમર ! દુનિયા કેટલા દિવસ રહેશે ? માલ, મિલકત, બાદશાહી કેટલા દિવસ રહેશે ? તું એવુ કામ ન કરકે પાછળથી બદનામી થાય, બલ્કે એવું નેક કામ કર કે જેમાં તારૂં નામ આબરૂની સાથે કાયમ રહે, તું મને મારાં ઘરબાર બરબાદ થવાની ધમકી આપે છે. ઓ દુશમને ખુદા ! મે સર્વ ચીજો મારા મૌલા ઉપરથી કુરબાન કરી છે. એ નાચીઝ માલ મીલકત બાલબચ્ચા થોડા દિવસ પછી તે બરબાદ થવાનાજ છે, તો ઇમામની

ઉપરથી કુરબાન કરવાજ બહેતર છે. કાલે નહીં તો આજે અંતે.મેં દુનિયાની મોહબ્બતને લાત મારી છે. તારી ધમકીથી ઇમામના ફિદાઈ નથી ડરવાના.

ઓ બેઇમાન! ખબરદાર, અગર મારા માશુકની નિંદા ગીબત મારા રૂબરૂ કરીશ યા ઇમામે ઝમાનનું નામ બેઅદબી સાથે લઇશ તો તારી ઝબાન કાપી લઇશ. તારી નસીહત મારા નફસને રાજી કરનાર છે પરંતુ મારા આત્માને અધોગતિના રસ્તે ચડાવનાર છે.

ઉકબા ખરાબ હોતા હય ફોજે સિતમ કે સાથ,
હય સર મેરા શાહે દોજહાં કે કદમ કે સાથ,
હુરમત હય અબ અયાલકી એહલે હરમ કે સાથ,
અંચ હશ્રમેં ભી હુંગા ઇમામે ઉમમ કે સાથ!
છુટેગા રૂહસે ભી ન મદફન ઇમામકા—
ઢુંઢેગી મેરી ખાક ભી દામન હુસએનકા!!

અરે, તારા લશ્કરમાં શામીલ રહેવાથી મારી આકેબત ખરાબ થાય છે. મારૂં માથું હુસેન (અ.) નાં કદમો ઉપર રહેશેઃ મારી અયાલ (કુટુંબ) હુસેન અ.ની અયાલ સાથે છે. આ દુનિયામાં તો ઇમામની સાથે છું, પણ હશ્રમાં પણ તેનીજ સાથે રહીશ. મરી ગયા પછી મારી રૂહ તે ઇમામની તલબગાર રહેશે, અને શરીરની ખાક પણ તેનેજ શોધતી ફરશે!

ઉમર સા'દની સામે પુરી હિમ્મતથી વાતો કરી હુર (રઝી) પોતાના ઘોડાને દોડાવી શયતાની લશ્કરમાંથી નીકળી ઇમામ અ. ની તરફ ગયા, તેની પાછળ તેનો દિકરો અને ભાઇ તથા એક ગુલામ પણ ગયા.

જનાબ મૌલાના સુલતાન મહમદશાહ ઇમામે ઝમાનનું ફરમાન મુબારક છે કે ઇન્સાન એક દિવસમાં કેટલીક વખત કાફર અને કેટલીક વખત મોમીન થાય છે. એક માણસને ફરમાવ્યું કે જો તું કાલે મરી જાત તો કાફરોમાં શામીલ થાત.

હુર (રઝી)નો પણ એજ હાલ હતો. તે દુશ્મનોની સાથે આવ્યો ઇમામની સામે જંગ કરવા, પણ વાહરે કિસમત! વાહરે નસીબ! ખરેખર પીર સદરદીન અ. મે ગીનાનમાં સરસ દાખલો આપ્યો છેઃ

જીરે વીરા જેટલા કળમાંએ માનવી,
તેટલા જો વેરી થાએ.

**જીસકે કરમમાંએ બીહશ્ત લિખીયા,**
**સો ફલી ના દોઝખે જાએ.**

સુબ્હાન અલ્લાહ! રાતે હુર કાફર હતો, અજે મોમન છે! હમણાં દોઝખને મૂકી જન્નત તરફ જઈ રહ્યો છે.

**યેહ શાહે વિલાયતકી હિદાયતકા અસર હય,**
**હુર રાતકો ગુમરાહ થા ઇસ વખ્ત ખીઝર હય!**

ઇમામે ઝમાનની હિદાયતની અસર તો જુવો! કે હુર રાતે તો ગુમરાહ (વિપંથી) હતો, પરંતુ હમણા ખીઝર અ.ના રૂતબાને પહોંચ્યો છે. પોતે તો સડક માથે ચાલી રહ્યો છે અને સાથે બીજાઓને હિદાયત કરે છે. ઇમામે ઝમાનની હિદાયત તો સઘળી ખુદાની ખલકત માટે યકસાં (એક સમાન) હોય છે, જેમકે વરસાદ તો આસમાની રહેમત સઘળી જમીન ઉપર પડે છે, પરંતુ ખબીસ જમીનને તે વરસાદથી કંઈ પણ લાભ નથી પહોંચતો. તેવી રીતે જે નાપાક દિલો-વાળા ખબીસી ખ્યાલ રાખે છે તેઓને ઇમામે ઝમાનનો અમૃતરૂપી બોધ અસર નથી કરતો.

હુર, ઇમામ અ. ને નુરાનીયતથી ઓળખવા લાગ્યો. તેણે ઇશ્કે હકીકીની મંઝીલ અખત્યાર કરી, જેથી થોડા વખતમાં તે અદનામાંથી આલા થયો.

**હક પુશ્તપે બખ્ત ઓજપે ઇકબાલ કુમક પર,**
**સર શાહકી તસલીમમેં ઔર પાંઉં ફલક પર.**

જ્યારે હુર (રઝી.) દુશમનોની ફોઝમાંથી બહાર નીકળ્યો, ત્યારે હઝરત ઇમામ હુસેન અ. ઘણા ખુશી થયા અને ફર્માવ્યું:

**શબીર પુકારે મેરા યાવર નીકલ આયા,**
**ઝુલમાતકો તય કરકે સિકંદર નીકલ આયા!**

મારો મદદગાર નીકળી આવ્યો! જેમ સિકંદર ઝુલમાતના અંધારા-માંથી નીકળી રોશનીમાં આવ્યો તેહકીક, દુનિયાના "સુખ, બાલબચ્ચાં, કુટુંબ કબીલો", એ એક ઝુલમાત અંધારો છે. તે અંધારામાંથી રોશનીમાં આવવું કંઈ જેવી તેવી વાત નથી. તે ખરા મરદ બચ્ચા, ગાઝી દિલેરનુ કામ છે. આવા અંધારામાંથી બહાર નીકળનાર તેહકીક મહાન 'ફિદાઈઓ' છે.

જ્યારે હુર અને તેના સાથી ઇમામ હુસેન અ. ના લશ્કરની નઝદીક ગયા, ત્યારે ઘોડા માથેથી નીચે ઉતર્યા હુરે પોતાની પાઘડી ઉતારી માથું નાગું કર્યું અને તે પાઘડીથી પોતાના હાથ બાંધી ઘણી ગીરીયાઝારીની

સાથે રાવા લાગ્યો અને અરઝ કરી કે યા ઇમામે ઝમાન! આ તારો અદના ગુલામ ગુનાહ કરી તારી દરબારમાં આવ્યો છે.

કિશ્તી તેરે મુજરિમકી તબાહીમેં પડી હય,
અય નુરે ગરીબાં! યેહ હિમાયતકી ઘડી હય.

મારી હોડી તુફાનમાં સપડાઇ છે, તબાહીમાં પડી ગઇ છે. અય નુરે ખુદા! ગરીબોના બેલી તું અમો ગુનાહગારોની હિમાયત કર.

મશહુરે દો આલમ હય તેરી હિમ્મતે આલી,
સાયલ તેરે ઘરસે કોઇ જાતા નહીં ખાલી,
સર પર હય ગુનાહોંકી બલા ચર્ખને ડાલી,
તોબાહ કે લિયે આયા હું અય ખલ્કકે વાલી.

અનસાર નહીં, કોમ કબીલા નહીં રખતા,
મંય તેરે સિવા ઓર વસીલા નહીં રખતા.

યા ઇમામે ઝમાં! દુશમનને બખશી આપવું એ તો તારૂંજ કામ છે. તારે દારથી કોઇ સવાલી પાછો નથી ફર્યો. હું ગુનાહોના બોજથી દબાઇ જાઉં છું. અય આખી ખલકતના વારસ વસીલા! તારા ઘર ઉપર તૌબાહ કરવા આવ્યો છું, મારી હિમાયતમાં દોસ્ત નથીઃ કોમ નથી, મારો કબીલો નથી, મારો વસીલો છે તો તુંજ છે, મારી મદદ તુંજ કરશે. જેનો દુનિયામાં કોઇ નથી તેનો તુંજ છે!

યા મોલા! હું તે પાપી ઇન્સાન છું, જેણે તારો રસ્તો બંધ કર્યો. મે બેહુરમતી કરી તારા ઘોડાની લગામ પકડી. ખુદાની કસમ! જો તું મને સંગસાર કરી મરાવી નાખે તોપણ વાજબીજ છે. હું એ સજાને લાયક છું. અગર તું બખશી આપશે તો જન્નતમાં જઇશ, અગર જો મારા ગુનાહ ન બક્ષ્યા તો તેહકીક હું દોઝખમાં જઇશ.

મારા ગુનાહ કયાં લઇ જાઉં, પ્યારા માલિક? બીજો કોઇ નથી જે મને પાક કરી શકે. એ તો તુંજ એક છે, જેનામાં શકિત છે માફ કરવાની.

જનાબ હઝરત ઇમામે હુસેન અ. મે જ્યારે હુરની ફરીયાદ સાંભળી ત્યારે હઝરત અબ્બાસ અલમદાર અને અલી અકબરને રવાના કરી ફર્માવ્યુ કે જાઓ ઇઝઝતની સાથે હુરને લઇ આવો.

તે બન્ને જણ હુરની પાસે આવ્યા અને તેને દિલાસો આપવા લાગ્યા હઝરત અબ્બાસઅલી અ. મે ફર્માવ્યુંઃ

અબ્બાસને ફરમાયા કે અય હુરે વફાદાર,
તું ઉનકે કરમસે અભી વાકિફ નહીં ઔનિહાર.
અલ્લાહકી સરકારકે હય માલેકો મુખ્તાર,
બખ્શા હયે અભી તુજહસે અગર સૌ હો
ગુનાહગાર !
મુમકિન નહિં કે વોહ દોસ્તોંકો ગમનાક કરેંગે,
દમભરમેં ગુનાહોંસે તુજહે પાક કરેંગે.

અય હુર ! તને હજી સુધી ઇમામ અ. ની કરમ બખશીશની ખબર નથી. સારી ખુદાઇનો ઇમામે ઝમાન માલિક અને ખુદ મુખત્યાર છે. અરે, તારા સેંકડો ગુનાહો હોય તો ઇમામ અ. એક જ વારમાં તને પાક કરી નાખશે તારા ગુનાહ બળી ખાક થઇ જશે.

પછી હુર ઇમામ અ. ની હુઝુરમાં આવ્યો.

શાહ અબ્દ લતીફ, હુસેની રાગમાં આવી રીતે વર્ણન કરે છે.

હુર હલી આએઓ માંજી મર્દાનું,
અચીંધે ઇમામ અગીયું કંઇ સર દુઝાનું,
તેંહી સીર સમાનું સે ગોટ મથાઇ ગોરીયાં.

હુર, ઇમામ અ. ના કદમ ઉપર પડયો અને અરઝ કરી કે યા મૌલા ! મારૂં માથું તારા કદમ ઉપર કુરબાન કરીશ.

બીજો સાયર કહે છે :

ઝરદી જો ગઇ રંગે સુર્ખ આ ગયા મુંહ પર,
નાલેન પર સર રખતેહી નુર આ ગયા મુંહ પર.

જ્યારે હુર વફાદારનું માથું ઇમામ અ. ના જોડા ઉપર નમ્યું; ત્યારે તેના મોઢા ઉપરની પીળાશ ઉડી ગઇ અને મોઢા ઉપર લાલી આવી ગઇ, અને ચહેરા ઉપર નુર ચમકવા લાગ્યું. દોઝખનો ડર નીકળી ગયો તેના મનને સંતોષ થયો કે ઇમામની કૃપાથી મારા ગુનાહ ચાલ્યા ગયા.

અલ્લાહો અકબર ! ઇમામે ઝમાનના હાથ મુબારકમાં શું બરકત છે, તે ઇમામ કેવો રહીમો કરીમ બખ્શ કરનાર છે, એના હાથની કદર અને તેના અમુલ્ય ફરમાનનું રહસ્ય ઇમાનવાળોજ સમજે. જેઓનાં દિલ નાપાક છે, તેઓને ઇમામ અ. નો હાથ ચૂંબવા ફરમાન શું કરી શકશે ?

હઝરત ઇમામ હુસેન અ. મે ફર્માવ્યું.

> શાહને કહા જબ તુને ઇધર કસ્દ કિયાથા,
> મંયનેભી, ખુદાને ભી તુજહે બખ્શ દિયાથા.

અય હુર! જ્યારે તું નેક ઇરાદો કરી મારી તરફ આવવા લાગ્યો ત્યારેજ તારા ગુનાહો મેં અને ખુદાએ બખ્શ કર્યા છે! હમણા તું ગુનાહોથી પાક છે.

> હુરકા હરે સાદાત પે કામિલ હુવા રૂતબા,
> સલમાનકા, જીબ્રીલકા હાંસિલ હુવા રૂતબા.

હુરના દિલમાં નુરે ઇમાન પ્રગટ થવાથી, ઇમામનો દામન પકડવાથી તેને એ મુરતબો મળ્યો કે જેમ સુલેમાન ફારસી અહેલે બેતમાં દાખલ થયો યા જીબ્રઇલ અ. ની બરાબર થયો.

પછી જનાબ ઇમામ હુસેન અ. ની પાસે હુરે રજા માંગી કે યા મોલા! હું કરબલાના મયદાનમાં પહેલો શહીદ થાઉં! મહેરબાની કરી મને રજા આપો તો હું આપના ઉપર કુરબાન થાઉં.

ઇમામ અ. મે રજા આપી. હુર (રઝી) મોટી મરદાનગી સાથે મયદાનમાં આવી દુશ્મનોના મુકાબલામાં ઉભો રહયો.

> ઘોડેકો વોહ ચમકાકે ગયા રનમેં જો એક બાર,
> નારા કિયા ગાઝીને કે: અય લશકરે કુફફાર!
> શાહ મુજહસે મીલે, મંગ શાહેવાલાસે મીલા હું,
> કતરા થા સો અબ નુરકે દરિયાસે મીલા હું.

કુફફારના લશ્કર સામે મુખાતીબ થઇ (સંબોધી) હુર કહેવા લાગ્યા:

હું ઇમામે ઝમાનની સાથે મળી ગયો છું, તે મારી સાથે મળી ગયો છે. હું એક કતરો હતો, હમણા નુરના દરિયામાં પડી એક થઇ ગયો છું. આવો મારી સામે! હું તમોને મારો હાથ દેખાડું, કે ઇમામના ફિદાઇ કેવા હોય છે! સીપાહે શામ કુફામાં જે બહાદુર હોય તે મયદાનમાં આવે.

હુરની આવી તકરીર (સંભાષણ) સાંભળી ઉમર બદબખ્ત કહેવા લાગ્યો કે અય હુર! તે ઘણું ખોટું કર્યું. આવી બદનામી કરવી તને લાઝીમ ન હતી. તું ઇમામની પાસે ગયો તેથી તને શું હાસિલ થયું?

યહાં હોગા તો હમ દૌલતે દુનિયા તુજહે દેંગે,
પાનીકે જો મોહતાજ હંય વો કિયા તુજહે દેંગે?

જો અમારી પાસે રહીશ તો દૌલત, ધન માલ આપીશું. જેની પાસે પીવા પાણી પણ નથી તે તને શું આપવાના હતા?

તોબાહ! તોબાહ! ઇમામો, નબીઓ માટે આવા ખ્યાલ રાખનારા મહા પાપીઓ આજે પણ છે, જેઓ ઇમામોને દૌલત લુટનાર, પૈસા ખાનાર કહે છે. તે બદબખ્તો ઇમામોના મુરીદોને એમ સમજાવે છે કે તમારો ઇમામ તમને શું આપશે?

ખુદા બચાવે આવા શયતાનોથી!

હુર (રઝી)એ જવાબ આપ્યો કે અય પલીદ! મને શું મળ્યું છે તેની તને ખબર નથી.

તું અક્કલસે ખાલી હય જો યેહ બેખબરી હય.
ઇમાનકી દૌલત મેરે દામનમેં ભરી હય!

ઓ ઉમર! દુનિયાની દૌલત કાલે ફના થઇ જશે, પરન્તુ ઇમાનની દૌલત મારા હાથમાં આવી છે તે હંમેશાં કાયમ રહેનાર છે. તું શયતાનનો સંગાથી છે તો હું પંજતની છું. હમણા હક બાતલની ખબર પડી જશે. તું પોતે મયદાનમાં આવ આપણે બન્ને જણ લડીએ. જો તું હક ઉપર છે તો તારી ફતેહ થશે. જો હું હક ઉપર હોઇશ તો મારી ફતેહ થશે.

ઉમર સા'દ, હુર બહાદુરની ચેલેંજ સાંભળી પોતાના મોટા લશ્કરમાં છુપાઇ ગયો અને લશ્કરને હુકમ આપ્યો કે હુરનું માથું કાપી લ્યો.

મગર મહાન ફિદાઇને મારવું એ મહા મુશ્કીલ કામ છે. જે જે બહાદર સામે આવતા તેઓને હુર ટુકડા કરી નાખતો! પછી તો સેંકડો માણસો ભેગા સાથે તેની ઉપર તુટી પડયા, પરન્તુ ઇમામનો ફિદાઇ તેઓથી ડરી જાય કે તેના દિલમાં કંપ થાય? બીલકુલ નહીં. ઘણા પલીદોને મારી જહન્નમ તરફ રવાના કર્યા.

પછી પલીદોએ હજારો માણસોને ભેગા કરી હુર નામદારને ઘેરી લીધો, અને તે શેર ગાઝીને શહીદ કરી નાખ્યો.

પછી ઇમામ હુસેન અ. તેને રણ મેદાનમાંથી લઇ આવ્યા અને પુછયું કે અય હુર! તને શું જોઇયે છે? હુરે અરઝ કરીઃ યા ઇમામે

ઝમાન! મારા માહબુબ! તારી ખુશનુદી અને મારા ગુનાહોની માફી. ત્યારે ઇમામે ફરમાવ્યું: અય હુર! તું આઝાદ છે આઝાદ.

બસ! આવી મુબારકી સાંભળી હુર (રઝી) આ ફાની દુનિયામાંથી રવાના થઇ ગયો! જન્નતમાં વાસીલ થઇ ગયો!!

શાહ અબ્દ લતીફ હુરની શહાદત માથે એક બેત કહે છે:

ડાઢી રત રતીયાંસ દંધત ડારૂ ગુલછીય,
મેળે મોહમદ મીરજે મર મરકેસ માસ;
તે સુરેખે શાબાશ જો મથે પણ પુરઝા થીઓ!

ડાઢી લોહીથી લાલ કરી અને હુરનું માથું જ્યારે નેઝા માથે ચડાવ્યું ત્યારે તેના દાંત દાડમના દાણાના માફક ખુબસુરત અને ચમકતા હતા. જ્યારે કયામતમાં મોહમદ સ. નો મેળો ભરાશે ત્યારે હુરની જનેતા ખુશ થશે અને ફખર કરશે અને રાજી થશે કે જેના પેટે આવો સપુત પેદા થયો, જેણે ઝમાનાના ઇમામ માથે પોતાનું માથું કુરબાન કર્યું! શાહ સાહેબ ફરમાવે છે કે શાહબાશ! મરહબા! અય હુર પહેલવાન! તુ મેદાનમાં ટુકડા ટુકડા થઇ ગયો પરન્તુ પીઠ ન બતાવી!!

વ્હાલા વાંચનાર! આ લેખ વાંચી તું પણ પોતાના ઝમાનાના ઇમામ ઉપર કુરબાન થવાનું શીખજે. બાકી આવા શુરવીરોના અહેવાલ વાંચી આંખમાંથી આંસુ સારવા કે માથું કુટવું, તેનાથી તને કંઇ પણ હાસિલ થવાનું નથી, માટે શુરવીરોના અહેવાલ વાંચી તું પોતે શુરવીર થઇ ઇમામની તાબેદારી કરવા તૈયાર રહેજે.

---

## હઝરત અબ્બાસ અલમબરદાર.

સખત ગરમીની મોસમ હતી, તે સમયે અરબસ્તાનનું રણ બળતી રેતીથી ધગધગી રહ્યું હતું. ફુરાત નદીનાં તાપથી ઉકળતા પાણીમાંથી વરાળો નીકળતી હતી. જાણે ગરમા ગરમ તન્દુરની શીખો! ત્યાં કુફાની રણભુમિમાં હઝરત ઇમામ હુસેનનો ખયમો (તંબુ) ખોડેલો હતો તે પર નુર વર્ષતો હતો. એ કરુણાન્ત ઇતિહાસ પ્રસિદ્ધ વેદી પર કરબલાનાં શહીદોએ પોતાની નાડીઓમાં વ્હેતા હાશમી લોહીનાં સાનિધ્ય ધર્મ એ ઇસલામની નોક જાળવનારાઓ હજી જીવતા હતા. જોય તેમના પગો ચુમતી, પોતાની

છાતી પાથરતી ને આનંદથી ઉછળતી કે શહનાં કદમ મુબારક મ્હારી છાતીએ છે. મ્હારા હૈયાના અરમાન આજે આંખોમાં વસ્યા છે. એ દીનના શાહજાદાઓના નુરાની ચ્હેરાઓ જોઈ ચંદ્રની તેજસ્વિતા ઝાંખી પડી જતી. રાત્રિના શાંત પ્રહરમાં ચંદ્ર પોતાનું મ્હો શરમથી વાદળામાં છુપાવી બેતો, અંધારી નિશામા તેમના જ્યોતિર્મય નુરના દર્શન કરતા તારાઓ ઘુંઘરાઈ જઈ, આછા આછા ચમકતા.

આજે મુહર્રમ માસની ૭ મી રાતની સાંજ હતી. આકાએ ઝમાન હજરત ઇમામ હુસેન પોતાની ન્હાનકડી ટોળી સહિત હઝરત અબ્બાસથી મસલેહત કરી રહ્યા છે. બીજી બાજુ યઝીદનાં લશ્કરમાં થતા તલવારો અને નેઝાઓના ખણખણાટ કાને અથડાય છે. ત્રીજી કોરે નિર્દય કાફરો તરફથી હઝરત ઇમામ (અ.) તથા તેમના સાથીઓને પાણી બંધ કરવામાં આવે છે.

આવા બારિક ધર્મસંકટ વચ્ચે આકાએ નામદાર મૌલાના ઇમામ હુસેન (અ.) પોતાના કુટુંબીઓ અને સાથીઓને ધીરજ ધરવા સંબોધતા હતા. મરદે મેદાન કાફરોની શહની શફ ગાજર મુળી માફક કાપી નાખનાર, હૈદરે કર્રારના લાડીલા ફરજંદ અબ્બાસનો જુસ્સો તપી રહયો હતો. પરંતુ મસલેહત મુજબ પરિણામ લાવવું એવી ખાસ ઇમામની ઇચ્છા હતી. એ આજ્ઞાના સામે કોઈ પણ વ્યક્તિ માથું મારવા તૈયાર હતી નહીં. ઇમામના ફરમાન મુબારકની સર્વે ઇંતેજારીમાં હતા.

સિપેહસાલાર, માહે અરબ, શેરે ગઝનફર હઝરત અબ્બાસના પવિત્ર હાથોમાં ઇમામે ઝમાનનો વાવટો ફરકી રહયો હતો. લશ્કરની જમણી બાજુ પર "ઝયદ બિન કિન" અને ડાબી બાજુએ "હબીબ ઇબ્ને મઝાહિર" જેવા ધર્મ ફિદાઇઓ પોતાના જાન કુરબાન કરવા તલપી રહ્યા હતા. ખયમાની સામે એક નાહનકડી ફોજ શફ સમારી ઇમામ હુસેન (અ.)ના હુકમની રાહ જોતી ઉભી હતી. કાફીરો પોતાના કાંવાદાવામાં અને ખાઇઓ ખોદી પોતાની જાન બચાવવા ખાતર છુપાવવાની કોશિશ કરી રહ્યા હતા.

વચ્ચે મૌલાએ મોમીનાં, આકાએ ગરીબા, લંગરેઝમીં આસમાં, સૈયદુશ્શોહદા, ખામસે આલે અબા, હઝરત ઇમામ હુસેન (અ.)ની રજાની રાહ પર સ્વારી કરવા તૈયારી કરી રહ્યા છે. તલવારોની નોકો કાફરો તરફ વાંકી વળી ગઇ છે. પરંતુ હઝરત ઇમામ હુસેન (અ.) હઝરત અબ્બાસ (અ.)ને ફરમાવે છે કે "મને મારા નાના (માતામાહ) ની ઉમ્મત પર દયા

આવે છે માટે એ નિરાદર! તે ગુમરાહોને જઈને શીખામણ આપો જેથી કદાચ તેઓ ધારણ કરેલા કુમાર્ગને ત્યાગી સદમાર્ગે પાછા વળે.” હઝરત અબ્બાસે એ ફરમાન શિરોમાન્ય કરી કહ્યું “ઓ મારા આકા! ઓ મારા માથાના તાજ! આ બંદના સેવકનો દેહ આપની સેવા બજાવતાં રણભુમિએ પડે ત્યાં સુધી હું તૈયાર છું” એટલું કહી ઇમામની આજ્ઞાનુસાર ઘોડા પર સ્વાર થઈ કાફિરોના લશ્કર સામે તેઓ આવી ઉભા રહ્યા અને ગર્જના કરી કહ્યું કે હે લોકો! તમો કોના સામા થાવ છો. કંઈ વિચાર તમોને છે? આ મોહીની મુર્તિ હઝરત મુહમ્મદ મુસ્તફા (સ. અ. સ.) ના આંખોના નુર અને નવાસા આકા હુસેન છે, જેનો તમે કાળો બન્યા છો. ઓ! શામ અને કુફા નિવાસીઓ! તમો પોતે એ સારી રીતે જાણો છો, કે પરંતુ એ વાત હું ફરીથી તમોને યાદ અપાવી કાલે આવનારા કયામતના દહાડાની જવાબદારીથી મોકળો થાઉં છું. જો આજે તમોએ તેઓથી મ્હો ફેરવ્યું તો છેલ્લા દહાડે આજની મ્હારી ચેતવણી તમારા મ્હોઢાનું તાળું બનશે. હે મુસલમાનીનો દાવો કરનારા ગુમરાહો! ઇમામ હુસેન ખુદાના નુરનો પ્રકાશ છે. રસુલની વ્હાલી બેટી હઝરત ફાતેમા ઝોહરાનાં હૃદયનો કટકો છે. અસદુલ્લાહિલ ગાલિબ અલી શેરે ખુદાનું લોહી છે. એ સઘળું સમજી વિચારીને પાછા વળો.

આગળ ચાલતાં હઝરત અબ્બાસ (અ.) એ જણાવ્યું કે એ તો જાણીતી વાત છે કે ઇમામ હુસેન (અ.) અલ્લાહને ઘણા પ્યારા છે. તેઓએ એ સદૈવ ધર્મનો માર્ગ દેખાડયો છે, પણ તમોને ધર્માંધતા અને સોનેરી સિક્કાઓનો ચળકાટ તમારી માન્યતામાં અટકાવે છે? જાબિર, અબુ સઇદ, ઝયદ બિન અકરમ, સુહયલ અને અનસ બિન માલિક, જેઓ તમારી સેનામાં હાઝર છે, તેઓને એ માટે પુછો. એનાં કરતાં વિશેષ પુરાવો શો છે? જો મારા કથનની સત્યતાની તમોને ખાત્રી થઈ જાય તો તમો આ યુધ્ધથી હાથ ઉઠાવી લ્યો. નિર્દોષના લોહીથી તમારા પાલવ ખરડાવશો નહીં!

હે કુફા વાસીઓ! અને શામના રહેવાસીઓ! આ હુસેને કોઇનું પણ અંતઃકરણ દુખવ્યું નથી. હઝરત ઇસાનું લંગડું આજે જીવતું હોત તો ખ્રિસ્તીઓ તેનું માન જાળવતે. હઝરત મુસાની કોઇ વસ્તુ યહુદીઓ ધરાવતા હોત તો તેઓ એને પોતાના નબીનું સ્મરણ ચિન્હ માની વ્હાલી ગણત ત્યારે તમોને શું થઇ ગયું છે કે રસુલના નવાસાનો કતલ કરવાને એકઠા મળ્યા છો? એક નિર્દોષનું ખુન કોઇ પણ પ્રકારે હલાલ થઇ શકતું નથી.

ઇમામ હુસેન અત્યાર સુધી સંસાર વિરકત જીવન ગાળતા હતા તમોએ તેમને વિવશ કરાવી દેશત્યાગ કરાવ્યો. તેઓએ મક્કામાં આવી શાંત જીવન ગાળવાનું શરૂ કર્યું તો તમોએ પત્રો પર પત્રો લખી, એલચીઓ મોકલાવી અહીં બોલાવાનું આમંત્રણ આપ્યું. તેઓ અહીંયા આવી લાગ્યા તો તમો તમારા વાયદાઓને ભુલી તેમના લોહીના તરસ્યા થઇ ઉભા છો. જે ઇમામનો સંદેશ તમને કહેવો હતો તે હું તમારા સન્મુખ રજુ કરી છુટયો છું. અલ્લાહની હુજ્જત પુર્ણ થઇ છે. તે કયામતના દિવસે અવસ્ય જણાઇ આવશે. હું એટલું બોલી મારા ઇમામ તરફનો સંદેશ સમાપ્ત કરૂં છું.

હઝરત અબ્બાસનું આ વકતવ્ય સાંભળી યઝીદની સેનામાંથી કોઇએ ઉત્તર આપ્યો નહી. અલ્પ સમય વ્યતિત થયા બાદ શિમ્ર બિન ઝિલ જોશન હઝરત અબ્બાસને કહેવા લાગ્યો....હે અબ્બાસ! આજે તું બની હાશમીઓ માટે જુસ્સાદાર ભાષણ આપી રહયો છે. પરંતુ તારી શીખામણો અમારા હૃદયને પીગળાવી શકનાર નથી. તમારા સરદાર હુસેન (અ.)ને અમો યઝીદની "બયઅત" કરાવ્યા વિના નહીં છોડીએ. અને તારા યૌવન પર દયા આવે છે, કહી એવું ન થાય કે તારા સબંધી તારા વિયોગમાં રડી રડી મૃત્યુને આધીન થાય. માટે મારૂં કહ્યું માની લે અને યઝીદની સેનામાં આવી જા. હું તારા માટે ભલામણ કરી સેનાપતિનો હોદ્દો અપાવીશ. હુસેનની મિત્રતાને ત્યાગી દે!!

શિમ્રના આવા શબ્દો સાંભળી જુસ્સામાં આવી જઇ, મ્યાનમાંથી તરવાર ખેંચતા હઝરત અબ્બાસે કહ્યું—"ઓ બદકાર! શું તું અને સંસારી લાલચો બતાવી મ્હારા ઇમામની તાબેદારીથી મને વિમુખ રાખવા ઇચ્છે છે? જ્યાં સુધી મારા ખોળીઆમાં પ્રાણમાં છે ત્યાં સુધી હું યઝીદનો પક્ષકાર થવાનો નથી, અને મારા ઇમામને ઝમાનના ગરદીશે મુશ્કેલીમાં છોડનાર નથી. હું મ્હારા માટે એજ સુખરૂપ સમજું છું કે મારૂં માથું ઇમામના પવિત્ર ચર્ણોમાં કુરબાન કરી "શ્હિદાઇ"ઓનાં દફતરમાં નામ નોંધાવું. દુન્યવી ક્ષણભંગુર દ્રવ્યપર લોભાયેલા પ્રાણી! તું અને ધર્મશત્રુ યઝીદ હસ્તીના પડદા પરથી ઉઠી જનાર છો. પરંતુ જ્યાં સુધી આ સૂર્યનો પ્રકાશ દુન્યાને આલોકિત કરતો રહેશે અને આ નિલવર્ણું છતરાળું આકાશ પૃથ્વી પર છત્રછાયા કરતુ રહેશે ત્યાં સુધી મ્હારૂં નામ વિનાશ પામનાર નથી અને ઇમામીયો હાઝર ઇમામની હજુરમાં યાદ કરતા રહેશે. જો હું ઇચ્છું તો આ તરવારથી તારા શરીરમાંથી લોહીનો ધોધ વ્હેતો કરી તરસી ભુમીની

તરસ મટાડું પરંતુ લાચાર છું કે તરવાર ખેંચવાનો મ્હારા આકા ઇમામે ઝમાનની આજ્ઞા મને નથી."

બાદ હઝરત અબ્બાસે હઝરત ઇમામ હુસેનની સેવામાં આવી અથથી ઇતિ સુધી સર્વ વિતેલું વિતક કહી સંભળાવ્યું. હજુ આ વાત પુર્ણ થઇ ન્હોતી કે તંબુમાંથી અચાનક "અલ અતશ"! "અલ અતશ"નો દર્દ ભર્યો સાદ સંભળાયો. હઝરત અબ્બાસે પાછા વળીને જોયું તો એક અલ્પાયુ બાળા તંબુના દ્વાર પર ઉભી અશ્રુપાત કરી રહી છે. તેના નિર્દોષ મુખારવિંદ તરફ દ્રષ્ટિ કરતાં કાળજું ચીરાઇ જાય છે. ન્હાનકડા હાથોમાં પાણીની એક ન્હાની મશક છે. તે બાલશૈલીમાં પોતાના અંતરના કરૂણ ભાવ વ્યક્ત કરતાં કહી રહી છે કેઃ–"શું આપને આપની આ ન્હાની ભત્રીજી ધ્યાનમાં આવતી નથી? આપ તો હમેશાં ફરમાવતા હતા કે–"હે સકીના! તું મને ખુબજ વ્હાલી છે. આપના ઇમામે ઝમાન હઝરત હુસેન (અ.) માટે મને શિઘ્ર પાણી પાઇ મારી તૃષાને મટાડો."

હઝરત અબ્બાસ આ કરૂણ સાદ સાંભળી વિહવળ થઇ, હઝરત ઇમામના પવિત્ર ચરણોમાં માથું મૂકી વિનિતભાવે નિવેદન કરવા લાગ્યા કે–"મારા દીન અને દુન્યાના સ્વામી! મને પરવાનગી આપો કે હું નહરે ફુરાત પર જઇને પાણીના મશક ભરી લાવી આપની આંખોની જ્યોતિ સકીનાની તરસ બુઝાવું અથવા તો મારૂં મસ્તક આપના નામ પર કુરબાન કરી ગુલામીનો હક પૂર્ણ કરૂં. જે સ્થિતિ હવે બદલાતી જાય છે તે મારે માટે અસહ્ય થઇ પડી છે. આજે જે મામેં સેનાની બીના મેં આપની હુઝુરમાં રજુ કરી છે તે સિવાય હવે અન્ય કોઇપણ ઇલાજ નથી રહ્યો."

હઝરત ઇમામ હુસેન (અ.) એ, હઝરત અબ્બાસના આવા હૃદય ભેદક શબ્દો સાંભળી ફરમાવ્યું કે–"અબ્બાસ! તને હું રણભુમિએ જા એમ કેમ કહું? તું અમર થા અલ્લાહની જે મરજી."

હઝરત અબ્બાસે ઇમામે ઝમાનના શબ્દ સંકેતને સમજી, તેમની આજ્ઞા લઇ, એક ખાલી મશક ખભે મુકી, ઘોડા ઉપર સ્વાર થઇ, 'નહરે ફુરાત' ભણી કદમ લંબાવ્યા. "રયે"ની હકુમતના પ્રલોભને અંજાયલા ઉમર બિન સા'દે આકા અને ગુલામના વાર્તાલાપના હેતુને અટકળી જઇ પોતાના બાવીસ હજાર સૈનિકોને હઝરત અબ્બાસનો માર્ગ રોકવા પાઠવ્યા અને એ સૈન્યના અધ્યક્ષને ભલામણ કરવામાં આવી કે હઝરત અબ્બાસને જળનું એક ટીપું સરખુંયે ન મળવું જોઇએ. કદાચિત હઝરત હુસેન (અ.) ની

સેનામાં પાણી જવા પામ્યું તો તમારી હાર થઇ ગયેલીજ માની લેજો. કારણ કે એમની નસોમાં હાશમી લોહી પરિભ્રમણ કરી રહ્યું છે, જે અરબનાં રણવીર યોધ્ધાઓમાં પોતાનાં વીરત્વ માટે વિખ્યાત થઇ ચુકેલું છે.

હઝરત અબ્બાસે રણભુમિમાં આવી પોતાના ઘોડાને થોભાવ્યો અને પોતાનાં રિજઝ (રણગીત)માં શામ અને કુફાની સેનાને સંબોધન કરતાં કહેવા લાગ્યા કેઃ-"હે શામ અને કુફાનાં સૈનિકો ! તમારી આંખોમાં ભરાયેલી અનભિજ્ઞતાની ઉંઘ ઉધાડો. હું આજે રણભુમિમાં તમારી સમક્ષ આવીને ઉભો રહ્યો છું મને ખુબ જોઇ લીયો. તમારી હૃદયાભિલાષાઓ તમારા મનમાં ને મનમાં કદાચ બાકી ન રહી જાય ! મ્હારૂં નામ જાણી લીયો. હું હઝરત અલીનો પુત્ર અને મ્હારા આકા માલીક હઝરત ઇમામ હુસેનનો દાસ છું. મ્હારૂં નામ અબ્બાસ છે. ઉમ્મુલબનીનનાં કુખમાંથી મ્હારો જન્મ થયો છે. મારી પાણીદાર તરવારમાં વિજળીની ચમક છે. તે ધર્મ-શત્રુઓનાં ખુનની તરસી છે. આજે એનો તમાશો જુઓ. હું તરસ્યો છું તેમ મારી તલવાર પણ તરસી છે ને તેને લોહીની પ્યાસે વિવહળ બનાવી દીધી છે.

હઝરત અબ્બાસે સિંહનાદ કરીને કુફ્ફારોને કહ્યું:—"આવો ! મ્હારી સામે કોણ આવે છે ? મ્હારા ભાલાની અણી કુફ્રનાં અંધકારનું છેદન કરવાને માટે સંશોધનમાં પડી છે. મ્હારા હથિઆરોએ નર્કના દ્વાર ઉઘાડી દીધા છે." કુફ્ફારની સેનાને પડકાર કર્યા પછી હઝરત અબ્બાસે મ્યાન-માંથી તલવાર ખેંચી વિરતાથી હુમલો કર્યો. આ સમયે એમની, લાંબી કેશલટો અને ચંદ્રસમી કાન્તિવાળું મુખારવિંદ વિરત્વથી છવાયલી છાયાથી અનુપમ દેખાવા માંડયું.

આ વિકાળ થયલા હાશમી સિંહનાં પંજામાં જે સપડાયો તેનાં બે કટકા થઇ ગયા. જે વિજળીના ચમ્કાર કરતી, વાયુમાં વિંઝાતી તરવારના સપાટામાં આવ્યો તેનાં શરીરમાંથી ધસ્રારાબંધ લોહીની સેરો ફુટવા લાગી, જેણે ભાલાની તિક્ષણ અણીનો સ્વાદ ચાખ્યો તે ત્યાંજ મૈનવતઃ ઢગલો થઇ પડયો. કુફ્ફારોનાં સૈન્યને પોતાની યુધ્ધકળાનો પરિચય આપતા, હજારોને પાપનું પ્રાયશ્ચિત કરાવી લોહીનું સ્નાન કરાવતા, શત્રુદળનો કચરઘાણ વાળી નહેરે ફુરાત પર જઇને તેઓ ઉભા રહ્યા. તૃષા સખ્ત લાગેલી હતી. તરસ્યા અબ્બાસે ધ્રચ્છયું કે "થોડુંક પાણી પી. આમાશયની અગ્નિને હોલવું" અંજલીભર પાણી હાથમાં લઇ હોઠ સુધી આણ્યું પરંતુ ઇમામે ઝમાનની

વફાદારીએ અંતઃકરણ પ્રદેશથી પોકાર કર્યો કે "હે ઇમામના પ્રેમી! આહલેબયતે મુસ્તફાએ પાણીનું એક ટીપુંયે ચાખ્યું નથી અને તું એનો સાચો સેવક થઇ કેમ તૃપ્ત થઇ શકે!"

ઇમામે ઝમાનના જ્યોતિર્મય દીપકના આ પતંગે આંતરનાં સાદને ઝીલી લીધો. એ તરસ્યા વીરે પાણીને ઢોળી નાખ્યું અને પાણીની મશક ભરી હઝરત ઇમામ હુસેન (અ.)ના તંબુ ભણી તેઓ રવાના થયા. હઝરત ઇમામના તંબુએ પ્હોંચતાં વચમાં ચાર હજાર કાફરોનો પાયદળ અને ઘોડે સ્વાર સૈનિકોનું આવરણ હતું. તેઓએ મયદાનમાં આવી પુનઃ સૈન્યને સંબોધન કર્યું—"માનુષિક મર્યાદા વિહીન થયેલા લોકો! આ શો અન્યાય છે કે તમારા નબીના નવાસા અને તેમનાં ફરજંદો પાણી વીના ટળવળતા હોય અને જંગલનાં પશુઓ પાણી પી પોતાની તૃષા મટાડે!!!"

હઝરત અબ્બાસનાં વક્તવ્ય પર કોઇએ ધ્યાન આપ્યું નહી. ચારે બાજુથી હવે દુર્વ્યવહારનો ઉપયોગ થવા લાગ્યો. તીર અને તરવારની વર્ષા આ એકલા વીર પુરૂષ પર થવા લાગી. હઝરત અબ્બાસ ઘા ઝીલતા, રણભુમિમાં ઝઝુમતા આગળ વધી રહ્યા હતા કે શામી સૈનિકોએ તેમને ઘેરી લીધા, અને નોફિલ બિન અરઝક નામના એક સીપાહીએ આ ઘેરાનો લાભ લઇ એવી તરવાર મારી કે હઝરત અબ્બાસનો જમણો હાથ, ખભામાંથી કપાઇ જુદો થઇ ગયો. જમણો હાથ કપાયલો જોઇ આ વીરે પાણીની મશક ડાબા ખભા પર ઉચકી લીધી. એક બીજા કાફર સૈનિકે, ડાબા હાથ ઉપર તરવારનો ઘા કરી તેને કાપી નાખ્યો. હવે હાથો રહ્યા નહીં તોપણ આ હાશમી વીરે મશકને નહીં જડનાં દાંતોમાં પકડી રાખી. તેમનો ઘોડો તંબુ તરફ દોડી રહયો હતો એક કાફરે જોયું કે હઝરત અબ્બાસ પોતાના છેલ્લા શ્વાસ સુધી પાણીની મશક છોડવાનાં નથી. પોતાના પ્રાણના બલિદાનના ભોગે પણ વફાદારીના મોંઘેરાં યશ એઓ લેવા માંગે છે. તેણે નિશાન તાકી એક તીર એવું માર્યું કે તે મશકથી પાર થઇ ગયું. અને પાણી ભોંય પર વેરાવા લાગ્યું. આવી સ્થિતિ જોઇ હઝરત અબ્બાસે આંખોમાં આંસુ લાવી ફરમાવ્યું કે:-"અહા! મારી મહેનત અફળ ગઇ, હું અહલે બયત સુધી પાણી લઇ નહીં જઇ શકયો." આ ઇમામે ઝમાનનાં પ્રેમીના હૃદયમાં સેવાપ્રણ વસ્યા હતા, પ્રાણની દરકાર ન્હોતી.

એ પછી કુફફારોએ એકત્રિત થઇ હઝરત અબ્બાસને ઘા પર ઘા મારવા મંડયા, તેથી એમનું આખું શરીર ઝખમી થઇ ગયું. હવે છેલ્લો

શ્વાસ બાકી રહયો હતો. તેઓએ દર્દભરી અવાજે કહ્યું–"યા મવલાકે આદરકની મવલા" યા મોલા આવો! આપના સેવકે આપના પર પ્રાણ કુરબાન કર્યા."

હઝરત ઇમામે હુસેન આ દુઃખમય સાદ સાંભળી, મૃત્યુ સ્થાન પર આવી લાગ્યા અને હઝરત અબ્બાસનું શરીર ઝખ્મોથી ચુર થએલું જોયું. ઇમામ હુસેને (અ.) હઝરત અબ્બાસનું માથું ખોળામાં લીધું.

હ. ઇમામ હુસેનના ચહેરાના પરસેવાના ટીપાં હ. અબ્બાસના ચહેરા પર પડયા ત્યારે હ. અબ્બાસે લોહીમાં ખરડાએલ આંખો બરાબર ખોલીને હ. ઇમામ હુસેન સામું જોયું અને હ. અબ્બાસ હસી પડયા ત્યારે હ. ઇમામ હુસેને હ. અબાસને હસવાનું કારણ પુછયું ત્યારે હ. અબ્બાસે જવાબ આપ્યો કે હે મારા આકા! મારૂં હસવાનું કારણ એ છે કે નાનપણથી મારી જે ઉમેદ મારા મનમાં હતી તે આજે મારી ઉમેદ પુર્ણ થઇ અને મદીનામાંથી જતી વખતે મારી માતુશ્રીએ મને નસીહત ફરમાવી હતી કે "હે મારા વ્હાલા ફરજંદ અબ્બાસ! હું તને મારૂં દુધ ત્યારે માફ કરીશ કે જ્યારે હું સાંભળીશ કે મારા ફરજંદ અબ્બાસે છેલ્લે દમ સુધી પોતાના મોલા ઝમાનાના ઇમામ પ્રત્યે વફાદાર રહી પોતાનું શીર કુરબાન કર્યું અને તે મારી માતુશ્રીની વસીઅત આજે પુર્ણ થવાથી મને આજે અત્યંત આનંદ થઇ રહયો છે. તમારો ખોળો જેમાં મારૂં માથું છે તે અર્શે આઝમ છે ને હું મને પોતાને મએરાજના દરજાને હાંસલ થઇ ખુદાનો દીદાર કરી રહયો છું. તેથી મને હસવું આવે છે.

હ. અબ્બાસના આ પ્રેમભર્યા શબ્દો સાંભળી હ. ઇમામ હુસેને ફરમાવ્યું કે "હે અબ્બાસ! તેં જે મારા સાથે વફાદારી કરી છે તે કયામત સુધી યાદગાર રહેવાની છે પણ આ છેલ્લે વખતે મને ભાઇ કહીને બોલાવ જેથી મને આનંદ થાય. આ સાંભળી હ. અબ્બાસની આંખો મુબારકમાંથી આંસું એકદમ વહેવા લાગ્યા અને જખ્મી શરીર ધ્રુજવા લાગ્યું અને અર્ઝ કરવા લાગ્યા કે અય મારા મૌલા આખા જીવનભરમાં મેં ઇમામે ઝમાન તરીકેનો આપનો અદબ જાળવ્યો છે. મારાથી જયત વિદાય વખતે એ બેઅદબી થઇ શકનાર નથી એ માટે મને ક્ષમા આપો. ગુલામને શું તાકત છે કે પોતાના આકાની બરાબરી કરી શકે? હું એક માટીનું પુતળું છું અને આપ નુરે ખુદા છો અને હું છેલ્લે વખતે એજ ઇચ્છું છું કે અય મારા ઝમાનાના ઇમામ! આપ મને પોતાની ગુલામીમાં કબુલ ફરમાવો

જેથી હું ભાગ્યશાળી ગણાઉં, કયામતના દિવસે આપના ગુલામો અને શીદાઇઓની ગણત્રીમાં લેખાઉં. ઇમામ હુસેન (અ.) આ સાંભળી હ. અબ્બાસના ખોળામાને ચુંબન કર્યું અને હ. અબ્બાસનું રૂહ શરીરથી જુદું થઇ પોતાના અસલ વતને પહોંચ્યું.

મૃત્યુની અંતની ઘડી સુધી મુખ મલકાવતા આત્મત્યાગીની પાછળ છાતી કુટનારાઓ જરા ધ્યાન પકડો. ક્યાં વીરોનાં વીર આત્મવિસર્જન અને ક્યાં શોક ને શુળીએ ચઢાવનારાં રડારોળ અને આક્રંદ!



## ફિદાઇ ઓરતોનાં આત્મબલીદાન.

આપણે ઘણા ઐતિહાસિક પુસ્તકોમાં ફિદાઇ જવાનોનાં વૃત્તાંતો વાંચીએ છીએ, કે કેવી બહાદુરીથી તેઓ પોતાનું માથું કુરબાન કરે છેઃ દુઃખો સહન કરે છેઃ છેલ્લા દમ સુધી સાબુત કદમ રહે છે.

ખુદાવંદ આલમીને ઓરત અને મરદના જીસમમાં ફરક કર્યો છે પરંતુ આત્મા તો સર્વેમાં સરખોજ છે. અગર મરદ ફિદાઇ થાય અને કુરબાની કરવાની હિમ્મત રાખે તો ઓરત જાત એ નિયમથી વિમુખ રહે? હરગીઝ નહીં.

ઓરત જાત ઇખ્લાકમાં, અકકલમાં, ઇલમમાં, બહાદુરીમાં, હિમ્મતમાં, ધીરજ સહનશીલતામાં મરદોની માફક મશહુર થઇ ગઇ છે, બલકે ઘણી ઘણી કિતાબોમાં એમ લખેલું છે કે મરદોને હિમ્મત આપનાર, ફિદાઇપણાનો સબક શીખવનાર ઓરતોજ છે.

આ વાત તો મશહુર છે કે જે માતા બાહોશ, સુશીલ, શાણી અને જ્ઞાનવંતી હોય છે તે પોતાના બચ્ચાંઓને સારી તાલીમ આપી ઇન્સાનિયતના દરજ્જે લઇ જાય છે. સેંકડો શિક્ષકોથી જે તાલીમ ન મળી શકે, તે કામ માતા સહેલાઇથી કરી શકે છે.

જે બહાદુર ફિદાઇ આશકે મૌલા દુનિયામાં થઇ ગયા અને થશે તે ખરેખર તો પોતાની પવિત્ર માતાઓને આભારી છે. જેઓના દુધમાં એવી તાસીર છે કે જેના લીધે આવા મહાન કાર્યો તેઓ કરે છે. તેહકીક તે પવિત્ર કુખમાં પાકેલા રત્નો દુનિયાના તખ્તા ઉપર નામના કાઢે છે.

ઓરત જાત, ઘણે ભાગે કવિઓ અને લેખકોની નજરમાં કમઅકકલ અને બેસમજ લખેલી આપણે જોઇએ છીએ. પણ મરદોના પણ એવા

ઘણા કામો છે કે જે ઓરતો કરતા પણ નીચ હોય છે અને તેથી સ્ત્રીઓને ગેરઇન્સાફ કરવો લાઝીમ નથી.

ન હર ઝન ઝન અસ્ત, ન હર મર્દ મર્દ,
ખુદા પંજ અંગુશ્ત યકસાં ન કર્દ.

ભાવાર્થ:—દરેક સ્ત્રી કંઇ સ્ત્રીઓના ગુણથી ભરપુર નથી હોતી તેમ દરેક પુરૂષ પણ પુરૂષત્વના ગુણોથી ભરપુર નથી હોતો, કારણ ખુદાએ પણ પાંચ આંગળીઓ સરખી નથી કરી.

ખ્વાજા હસન બસરીએ એક વખત રાબીયાને કહ્યું કે રાબીયા! ખુદા-તાલાએ મરદોનો મરતબો ઓરત કરતાં વધારે કર્યો છે. જુઓ, કોઇ પણ ઓરત દુનિયામાં પયગમ્બર યા ઇમામ નથી થઇ. રાબીયાએ જવાબ આપ્યો કે, જો કે એ વાત સાચી છે, પરંતુ ખુદાની રહેમત ઓરત જાત ઉપર વધુ છે કેમકે આજ સુધી કોઇ પણ બાઇએ ખુદાઇનો દાવો નથી કર્યો! ખુદાઇ દાવો કરનાર મરદ હતા અને લાઅનતના અધિકારી પણ મરદ થયા છે.

એક સમયે કોઇ માણસે રાબીયાને પુછયું: રાબીયા! ઓરતો દગલબાઝ બેઇમાન હોય છે. ત્યારે રાબીયાએ જવાબ આપ્યો કે ભાઇ! તમો હસદના લીધે આમ કહો છો. અગર જો કોઇ ઓરત આવા નીચ કામમાં ફસાય છે તો તે મરદોના ફરેબમાં આવવાથીજ. પછી તમારા જેવા મુરખાઓના હાથે કામ કરાવે છે. કોઇ પણ ઓરતે કોઇ પણ નબી અથવા ઇમામનું માથું પોતાના હાથે નથી કાપ્યું. પરંતુ એ શરફ પણ તમારે ફાળે આવ્યો છે. ઇમાનમાં તો પહેલો હિસ્સો અમારો છે. હ. આદમ અ. ઉપર પ્રથમ ઇમાન લાવનાર બીબી હવા હતા. હ. મુસા અ. ઉપર ઇમાન લાવનાર, તેને નબી તરીકે માનનાર પહેલાં બીબી આસીયા ફરઔનના પત્નિ હતા. જનાબ સરવારે કાયનાત હ. મહમદ મુસ્તફા સ. ને પયગમ્બર તરીકે શરૂમાં જનાબ બીબી ખદીજતુલ કુબરાએ કબુલ કર્યા; જેથી ઇમાનના બારામાં અમારો પહેલો હિસ્સો છે.

ખ્વાજા હસન બસરી એક દિવસ રાબીયાને હેરત પમાડવા માટે પોતાનો મુસલ્લો દરીયા ઉપર નાખી ઇબાદત કરવા લાગ્યા, તો રાબીયાએ પોતાનો ઇબાદતનો મુસલ્લો, જમીનથી અધર હવામાં ઉડાવી તેના માથે ઇબાદત શરૂ કરી, ત્યારે હસન કહેવા લાગ્યો કે રાબીયા તું તો મારા કરતાંય વધી ગઇ! રાબીયાએ તેને સમજાવ્યું કે, ભાઇ! એમાં વધી જવા જેવું

કંઇ નથી. તું ઇબાદત કરી એક માછલી જેટલી શકિત પેદા કરી શકયો છે. જેમ માછલી પાણીમાં ડુબતી નથી તેમ તું પાણીમાં સલામત રહે છે. હું એક માખ જેટલી શકિત ધરાવું છું, જે હવામાં અધર ઉભી રહે છે; પરંતુ ફના ફિલ્લાહના દરજ્જે પહોંચવું ઘણું વિકટ અને મુશકીલ છે.

રાબીયાએ શરૂમાં આવા સવાલ જવાબ માણસે સાથે ઘણા કર્યાં છે. મનતિક (તર્કશાસ્ત્ર)થી ભલભલા આલીમોનો તે મુકાબલો કરતી હતી, પણ પાછળથી ખુદાની ઇબાદતમાં એવી તો મસ્ત થઇ ગઇ કે આવા સવાલ જવાબ કરવા મુકી દીધા.

એક દિવસ એક ફકીરે પુછ્યું કે રાબીયા, વરસાદ પડયો છે. આકાશમાં રંગબેરંગી વાદળાં નિકળ્યાં છે. હવા ઠંડી ચાલી રહી છે. તું ઘરની કોટડીમાં અંધારામાં શા માટે પડી રહી છે? ઘરની બહાર નીકળ. કુદરતનો તમાશો તો જો! રાબીયાએ અંદરથી જવાબ દીધો કે ફકીર સાહેબ! કુદરતના તમાશાને જોવું સારૂં કે ખાસ ખુદાને જોવું સારૂં? બદામના છીલટાને ખાવું સારૂં કે તેના મગજને ખાવું સારૂં? આ જવાબ સાંભળી ફકીર ચાલતો થઇ ગયો.

પછી એક આલીમ શરીયતી આવ્યો. તેણે કહ્યું: રાબીયા, મેં સાંભળ્યું કે તું હમણા કુફ્ર અને ઇસલામમાં કંઇ ફરક નથી સમજતી! હું તને સવાલ પુછું છું કે હ. મોહમદ સ. ઉપર સલવાત પડવી અને શૈતાનને લાઅનત દેવી વાજબી છે કે નહીં? રાબીયાએ જવાબ આપ્યો કે ભાઇ! તમારી વાત બિલ્કુલ વાજબી દુરૂસ્ત છે. એ વાતનો કોણ ઇન્કાર કરી શકશે? પરંતુ મને પોતાને એ વાતની બિલકુલ ફુરસદ નથી, કે હું મારો વખત કોઇને લાનતો દેવામાં બરબાદ કરૂં. મારો મત એમ છે કે કોઇને લાનતો દેવા કરતાં પોતાના માલિકની બંદગી કરવી, ઝીકર કરવું ઘણુંજ ઉત્તમ છે.

ઉપરની દલીલો સિર્ફ ઔરત જાતની ઇબાદત અને ઇખલાકે મનત કે ઇલ્મની ખુબી વિષેના છે. મગર અહીં તો સિર્ફ ફિદાઇ ઔરતો વિષે બ્યાન લખવાનો વિચાર છે, કે જેઓએ પોતાના પવિત્ર ધર્મ અને ઝમાનાના ઇમામ ઉપર કેવી કુરબાની કરી છે.

અલ્લાહ પાકની મોહબ્બતના કારણે તેના દિદાર કરવા માટે આશકો અનેક રીતે કુરબાનીઓ કરે છે. કંઇક આખી ઉમર ઇબાદતમાં મશગુલ

રહે છે, કંઇક બીચારા તારેકુલ દુનિયા થાય છે, કંઇક સમાજ સેવામાં હયાતીના દિવસો પુરા કરે છે; કેટલાક પોતાના માશુકના હુકમ અનુસાર માથું કપાવી શહીદ થાય છે.

શહીદનો દરજ્જો સર્વે કરતાં મોટો છે. જે માણસ હિમ્મતની સાથ માથુ કપાવે છેઃ જંગે મેદાનમાં બહાદુર થઇ જાન આપે છે, તેને શહીદ કહે છે. આબીદો કરતાં શહીદોનાં કાર્ય ઘણા મશહુર થાય છે. પાછળની દુનિયા તેઓનાં ગીત ગાય છે.

જાહેલ (મુર્ખ) ભગતની એક વર્ષની બંદગી કરતાં આલીમની એક રાતની જીંદગી અફઝલ છે. મગર આલીમના દફતર-કિતાબો, આશકે ખોવા સાચા ફિદાઇઓની આગળ કંઇ બીસાતમાં નથી, જેઓ પોતાનું માથું ઝમાનાના ઇમામ માથે કુરબાન કરે છે તેઓની આગળ આબીદ કે આલીમના કાર્ય નકામાં થઇ જાય છે.

શાહ અબ્દ લતીફ શહીદોની મન્ઝીલ વિષે પોતાનાં રિસાલામાં ફરમાવે છે કેઃ—

જીન વિજાઇઓ વીજુદસે ફાની થીયા ફિઅ઼ઃલાહુમેં,
ન તીન કિયામ ન કાયદો નકીં કન સિજુદ;
જેડા થીયા નાબુદ તેડા રસ્યા બુદખેં.

મતલબ કે જે આશક ફિદાઇ પોતાના શરીરનો નાશ કરી ફના ફિલ્લાહના દરજ્જે પહોંચે છે, તેઓ માટે કયામતમાં કંઇ પુછાણું નથી. તેઓ કાયદો (શરીયતી બંધન) નથી સમજતાઃ તેઓ પોતાનું માથું સિજદામાં નથી નાખતા.

આબીદ ઇબાદત કરે છે, સાથે દુનિયામાં ખાય છે, પીયે છે, દેતી લેતી રાખે છે પછી એ બીચારાને શૈતાનની બાજીનો ડર રહે છે. ઘણા ભકત આબીદો પોતાની કમાઇ બરબાદ કરી બેસે છે, નફસાનીયતમાં ફસાઇ પડે છે, એ વાતો મશહુર છે.

તેવી રીતે ઇલ્મ જાણનાર આલીમોના હાલ થાય છે. આલીમો આખા દુનિયામાં ખળભળાટ પેદા કરી નફસાનીયતને આધિન થઇ આખા સમાજને દરબદર કરી નાખે છે. પયગમ્બરે ખુદા રસુલ સ. નો કોલ છે કે જહન્નમની આગ બેઇમાન આલીમોથી ઠંડી થશે.

ફકીરો, ફિદાઇઓ માટે એવી કોઇ હદીસ યા તવારીખ યા લખાણ નથી કે તેઓ બગડયા હોય કારણ કે તેઓ આ ફાની દુનિયાની સાથે ચીજો સર્વે જંજાળ મુકી અલ્લાહના રસ્તે મરવા જાય છે. તેઓ માટે બીજું કંઇ વિધ્ન અટકાવ બિલકુલ નથી.

અલબત્ત, એ પદ પ્રાપ્ત કરવું મુશ્કીલ છે. શાહ અબ્દ લતીફ એના માટે પોતાના કલામમાં નીચે પ્રમાણે વર્ણન કરે છે.

અસલ આશકન જો સીર ન સાંઢણુ કમ,
સો સીરસાં અગરો સંધો ધોસા ધમ;
હી હડા હી ચમ પેર પિરીયાંજે ન પરે.

જે ફિદાઇ આશક સાદિક થવાની ઉમીદ રાખે તે પોતાના માથાનો બચાવ તો કરેજ નહીં, બલ્કે સો માથાં હોય તોય મહબુબના દમ ઉપરથી વારે ઘડીએ કુરબાન કરે. આશક કહે છે કે હાડકાં અને માંસ તે મારા નથી પરન્તુ તે મારા મહબુબના છે.

અસલ આશક પહિંજી સિસિયે સાહુ ડીન,
લાથો સિર લતીફ ચએ સાહુ સોંજો ડીન.

શરૂમાં આશક પોતાનું શીશ કપાવાની ઇચ્છા રાખે છે. લતીફ કહે છે કે માથું પહેલાં ઉતારી હાથમાં રાખી પછી મોહબ્બતના મેદાનમાં પોતાના કદમ રાખે છે.

સુરિ સડ કરે ઉભી આશકન ખે,
જે અથશ સિકણુમેં ત ખણુ ન પેર પરે;
સિસિ ધાર ધરે પુછજ પોય પ્રિતડીયું.

સુળી બોલાવે છે આશક ફિદાઇનેઃ હે આશક! જો તું સાચો પ્રિતીવાન છે તો તું સુળી (ફાંસી)ની સામે જા! ખબરદાર જો તું પાછળ હઠયો છે તો! માથું નોખું કરી પછી મેદાનમાં આવજે.

સુરિ ચશ્ણ સેજ પસંણુ ઇ કમ આશકન,
પેર કિં ન પસંણુ, સુરિ હલન સામા હા.

સુળી (ફાંસી) ઉપર ચડવું એ આશકો-ફિદાઇઓ પોતા માટે સુવાની સેજ (પલંગ) સમજે છે. શાહ સાહેબ કહે છે કે અગર મહબુબના ચહેરાની નુરાની દિદાર કરવાની ઉમ્મીદ હોય તો આવી સેજ ઉપર ખુશીથી ચડી જા. પાછળ હઠવું, મોતથી ડરવું એ શુરા મરદનું કામ નથી.

આવી મરદાનગીની દલીલો આગળ હુરના બખાણમાં ઘણી આપી છે અને આવી દલીલોને તો અખુટ ખજાનો પડયો છે, પરન્તુ અત્રે આટલેથીજ અટકશું.

વાંચનાર! સર્વ ભાઇઓ અને બાઇઓ જેઓ સાહેબે ઓલાદ છે તેઓને ખબર છે કે માતાનો પ્યાર કેવી અમુલી ચીજ છે! માતા પોતાના પ્યારા બચ્ચાંને કેવી કેવી તકલીફો અને ઉજાગરાઓ વેઠીને પાળે છે, અને તેવાં દુઃખ ભુખ સહન કરી પોતાના બાળકને સુખી રાખવાની કોશીષ કરે છે.

ઇન્સાફથી કહો કે કઇ માતા પોતાના પ્યારા બચ્ચાંનું મોત જોવા રાજી હશે? અથવા તેના મરવાને પસંદ કરશે? ઓલાદ કરતાંય વધારે પ્યારી એવી કઇ ચીજ છે કે જેના લીધે એક માતા આવું કામ કરવા રાજી થાય? જે સ્ત્રી જાતને કવિઓ અબળા લખે છે તે કેમ સબળા થઇ આવા મરદાનગીના કામ કરે છે?

તેહકિક કરવાથી જવાબ મળશે કે ફક્ત તેનો દીન ઇમાન ઝમાનાના ઇમામનો પ્યાર–મોહબ્બત એમ તાને કશશ (આકર્ષણ) કરે છે જેથી દુન્યાઇ પ્યાર હટી જાય છે અને હકીકી પ્યાર ગાલીબ થઇ આવી કુરબાની કરાવે છે.

તેવી માતાઓના ફિદાઇ કામો જોઇ કવિઓ બીજી સ્ત્રીઓને સંબોધી કહે છે:

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શુર;
નહીંતો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નુર.

એવીજ રીતે શમ્સુલ ઓલમા મીરઝાં કલીચ બેગ કહે છે:

પેટ વારી કાં વીયમજે વકત ઝાલ
જે જણે નાગ અઇ ભલાંઉ ઝહેરદાર
અએ બહેતર સો દફા તેહખાં અદા
જો જણે લુછડા અંઇ નાસાલેહ ઓ બાર

કોઇ બાઇને પેટે ઝહેરીલા સાપ બલાઓ ભલે પેદા થજો પરન્તુ તેના પેટે ખરાબ, નાખલફ, નાહિમ્મત, બેઇમાન બચ્ચું પેદા ના થજો.

પીર સદરદીન સાહેબ ગીનાનમાં ફરમાવે છે:

પુત્ર સુપુત્ર કોઇ જોયઆ સલુણીએ.

આ ઠેકાણે મુરશીદ સપુત્ર પુત્ર પેદા કરનાર માતાને સલુણીના ખીતાબથી બોલાવે છે. લુણ એટલે નીમક અથવા મીઠું. જે ચીજમાં મીઠું, નીમક, લુણ ન હોય તો તેને ફીકી સમજી મુકી દેવામાં આવે છે.

ખુદાના નેક બંદા પછી ઓરત હોય યા મરદ, તેઓ સલુણી સ્ત્રીનું મોઢું જોવામાં સવાબ સમજે છે, કે જેનો સપુત ઇમામના નામ સાથે કુરબાન થાય. દાખલા તરીકે થોડું કમાંજ વારસીયાણી રાણીઆઇને જોવાની માણસો ઇચ્છા કરતા હતા કે જે બાઇએ વઝીર રહીમ જેવા શહીદે અકબરને જન્મ આપ્યો! સિંધના માણસો હમેશા કહે છે કે: વાહરે વારસીયાણી, તો બલી કરે રહીમ જેડો ફિદાઇ જાયો!

આફ્રીન મિશનરી ખુદાબક્ષની માતાને કે જેણે સપુત્ર પેદા કર્યો! જેણે પોતાની પત્નિ મરી ગઇ છતાં અને નાના નાના બચ્ચાઓને ઇન્ડીયામાં મુકી, માલીકના ફરમાન મુજબ આફ્રીકા જઇ પોતનો જાન પણ તબલીગે હક કર્યો! એ ફિદાઇને ખ્યાલ નથી કે મારા નાના બચ્ચાંઓનું પાછળ શું થશે?

ખરેખર! દુનિયાની મોહબ્બત, દુનિયાના સુખ, બાલબચ્ચાંઓની પ્રિત એક દરેક વસ્તુઓનો ત્યાગ કરનાર મહાન ફિદાઇઓ હોય છે, જેમકે એક શાયર કહે છે:

ઉથ વહેદત જે વિસાલ લાય,
કો સાયો સંભાયો,
રખિ સિર અડીયતે પહીંજો:
ઉથી કંધ કપાયો મુસ્લિમ મન્યો હુકમ,
હલ્યો કુફે જે કાય, વઢાય સિર પહીંજો.
સિરધાર નેજે પાંદ જુલાઇઓ.

અય ફિદાઇ! વહેદતના વિસાલ (મેલાપ) માટે ઉઠ, તૈયારી કર! જેમ કસાઇ જાનવરનું ગળું લાકડાના ટુકડા ઉપર રાખી એક ઝટકાથી નોખુ કરી નાખે છે તેમ તું તારૂં માથું કપાવવા તૈયાર થા! તારા માથાકનું અમર માનવા હિમ્મત કર! જેમ મુસ્લીમ બીન અકીલને હ. ઇમામ હુસેન અ. તરફથી કુફે જવાનો હુકમ થયો અને તે દુનિયાની મોહબ્બત તરક કરી, માથું કપાવી નેજા ઉપર રખાવી સરફરાઝ થયો! દુનિયાની મોહબ્બત મુકયા શિવાય આવા મહાન શહીદોના અથવા ફિદાઇઓના દરજ્જા નથી મળી શકતા.

કરબલાના શહીદો, ફિદાઇઓની કુરબાની અને બહાદુરીની એક જબરદસ્ત દલીલ છે. પરંતુ આજે એ કુરબાનીનો ઉંધો અર્થ કરી મોહર્રમ કરનારાઓએ પોતાના હાથે પાયમાલી કરી પોતાનો જન્મ વૃથા ગુમાવ્યો છે. એ મહાન ફિદાઇઓ માટે સાવ જુઠી રિવાયતો, મનઘડીત કિસ્સાઓ લખી ધરમાધીઓના ખુનને ઠંડા કરી રોવા પીટવામાં નાખી દીધો છે. આજે જે કિસ્સા વંચાય છે તેથી માણસને જોશ તો કદિ પેદા ન થાય. રોવા પીટવાથી મનુષ્યના મગજ ઉપર ઉંધી અસર થાય છે.

જનાબ હ. ઇમામ હુસેન અ. ની સાથે રોવા પીટવાવાળા હતાજ નહીં. તેને સાથ દેનારા મરદ બચ્ચા સાચા ફિદાઇ હતા. તેઓ પરિણામ સમજીનેજ કરબલા ગયા હતા તે મહાન શહીદોના સરદારે પહેલેથી તેઓને કહી રાખ્યું હતું, જેને વિષે શાહ અબ્દુલ લતીફ વર્ણન કરે છે :

સરતિયું! સુંજે સુન્જ મતાકા મુસાં હલે,
પાણી નાય, પધ ઘણા, અગિયા રૂગી રુન્જ;
પોય મતા મરી ઉન્જ ડિયે પારો તો પુનલખે.

હું જ્યાં જાઉં છું ત્યાં કાંઇ નથી. પાણી પણ નહીં મળે, વતન ઘણું દુર છે, રેતીનાં રણ છે, માટે તમોને પહેલેથી કહી દઉં છું કે મારી સાથે ના ચાલો.

આથી કાચાપોચા મનના માણસો ભાગી ગયા. બાકી ખરા દીનદાર ફિદાઇઓ રહી ગયા: તેઓ ખુશીની સાથે માથું કપાવવા લાગ્યા. દરેક માણસ ઇન્સાફની નજરથી જોશે તો ખુલ્લુ સમજી શકશે કે તે ફિદાઇઓ પોતાની રાજીખુશીથી પોતાનું માથું કપાવવા ગયા ત્યારે હાયવોય આવા મરદ બચ્ચાઓ કદી કરેજ નહીં. તેઓના કિસ્સા બનાવનારાઓ અજ્ઞાનતાથીજ રોવા પીટવાની વાતો કરે છે.

સર્વે તવારીખોમાં લખેલુ છે કે મોહર્રમની છેલ્લી રાતે સર્વે ફિદાઇ પાક ઓરતો બીબીઓ પોતાના વ્હાલા પુત્રોને ઇમામ હુસેન અ. ની પાસે લઇ ગઇ અને કહેવા લાગી કે યા ઇમામ! આ અમારી આદના ભેટ આપ મહેરબાની કરી કબુલ ફરમાવો!

આફ્રીન! મરહબા! બઝાક અલ્લાહ એવા પવિત્ર ફિદાઇ આઓને કે જેઓએ મૌલાના નામ ઉપર પોતાના પ્યારા પુત્રો કુરબાન કર્યા!

જેઓનું વિગતવાર વૃતાંત હું પછી આપીશ. અહીં સિર્ફ એક બાઇની કુરબાનીનું વર્ણન લખી આ લેખને ખતમ કરીશ.

ફિદાઇ ઓરતો માટે એક શાયરે એકજ પાઠમાં સારી સમજુતી આપી છે :

ઝયનબસે કહા બીબીયોંને બા દિલે ખુરસંદ,
કયા હમકો હય પ્યારે શહે મઝલુમસે દિલબંદ.
કુછ ઔર ન ફરમાઇયે હમ સબ હંય રઝામંદ,
કયા ચીઝ હય સદકે કિયે શબીરપે ફરઝંદ.
કિયા દખ્લ જો પ્યારોંકે લીયે કોઈ હઝીં હો,
યેહ નેક કમાઈ હય જો નજરે શાહેદીં હો.

બધી ફિદાઇ બીબીઓએ જનાબ બીબી ઝયનબને કહ્યું કે મોટી ખુશીની સાથે અમો અમારા પ્યારા બચ્ચાઓને ઇમામે ઝમાનના માથેથી કુરબાન કરશું. એ જનાબ સાહેબે ઝમાન કરતાં બીજી કોઇ વસ્તુ અમોને પ્યારી નથી. અલ્લાહ કરે તે આ અમારી નઝર (ભેટ) ઇમામે ઝમાન કબુલ ફરમાવે! જો અમારા બચ્ચાં કુરબાન થાય તો તે અમે અમારી નેક કમાઇ સમજશું !

તવારીખમાં લખે છે કે એક બીબી એક વખતે રડતી હતી અને ઘણી ગમગીન હતી. તે કોણ? તે જનાબ બીબી ઉમ્મે કુલસુમ, હ. ઇમામ હુસેન અ.ની બ્હેન. તે શા માટે રડતી હતી?

કહેતી હય, મય કયા નઝર કરૂં શાહે ઉમમકો—
ઔલાદકે કાબિલ હી કિયા હકને ન હમકો

કે બીજી બધી બીબીઓ આજે કુરબાની માટે પોતાના બચ્ચાઓ લઇ આવ છે; મને કંઇ ઔલાદ નથી કે હું જઇને ઇમામ અ.ને નઝર કરૂં!

મારા પ્યારી વાંચનાર બીરાદરો! ખુદા ખાતર જવાબ આપો કે આવી ફિદાઇ પાક બીબીઓ માટે હાય સોસારા મારવા, રોવું પીટવું, ફરયાદ બેદાદ બચ્ચાઓના વિછોડા લખવા એ તેઓના પવિત્ર નામને એબ લગાડવા જેવું છે કે નહીં? હાય સોસારા તે કરે જેની ઉપર બળજબરી થાય. અહીં તો ખુશીનો સોદો હતો. રાજીખુશીથી કુરબાની કરવાની હતી.

ચાલુ લડાઇની વચમાં એક ઓરત પોતાના જવાન ફરઝંદને લઇને આવે છે. તે જવાનનું નામ વહાબ બિન અબ્દુલ્લાહ કલબી હતું. તેની

ફિદાઇ માતાનું નામ કમર હતું. તવારીખમાં લખે છે કે તે પાક ઔરત ઇમામીયા ફિરકાની દાવત કરતી હતી અને ઘણી બાઇઓને મોહીબાને હ. અલી અ. બનાવ્યા હતા.

લખે છે કે એ બાઇ પોતાના પ્યારા ફરઝંદની શાદી કરી ઘરે જતી હતી, ત્યારે તેણે રસ્તામાં સાંભળ્યુ કે કરબલાના મેદાનમાં ઝમાનાના ઇમામ હ. હુસેન અ. સાથે કુફા અને શામવાળાઓ જંગ કરે છે. ઇમામ અ. ને દાવત આપી પોતા પાસે બોલાવી કુફીઓ ફરી ગયા છે: ઇમામનો દામન મુકી મુખાલિફ થઇ ગયા છે.

તે વખતે તેણીએ પોતાના ફરઝંદને બોલાવી કહ્યું કે અય ફરઝંદ! મેં તને નાઝથી પાળ્યો છે, અને ઘણા ખરચથી તારી શાદી કરી છે. તેં તારી બીબીનું મોઢું પણ નથી જોયું. તારા હાથોમાંથી મેંદીની તાજી વાસ આવે છે. એવી કઇ માતા હશે કે પોતાના જવાન બેટાનું મોત જોવાની ઇચ્છા રાખે? પરન્તુ હું એ કામ માટે તૈયાર થઇ છું. મને પાકી ખબર મળી છે કે ઇમામે ઝમાન હ. હુસેન અ. થી મુસલમાન શામી કુફી ફરી જઇ મુરતદ થઇ તેને કતલ કરવાની ઇચ્છા રાખે છે.

માટે હું તને ખુશીથી હુકમ કરૂં છું કે જો તું મારો ખરો ફરઝંદ હોય તો દુનિયા—જુઠી દુનિયા, મક્કાર દુનિયાનો ત્યાગ કર, અને હમેશગીનું સુખ પ્રાપ્ત કર! ઘર તરફનો રસ્તો મુકી મારી સાથે કરબલાના મેદાનમાં ચાલ અને ઇમામે ઝમાન ઉપર કુરબાન થા! માથું કપાવી શહીદોમાં નામ અમર કર. મારા દુધની તાસીર દેખાડ!

અય ફરઝંદ! દુનિયા ફાની છે આજે નહીં તો કાલે મરવું છે. મરવાથી કોણ બચ્યો છે? માટે જો ખુદાની રાહમાં મરીશ તો અમર થઇશ.

ત્યારે બહાદુર બેટાએ જવાબ આપ્યો કે માતા! તારો હુકમ હું માથે ચડાવું છું. ઇમામે ઝમાનના કદમ મુબારક આગળ મરવું, શહીદોમાં દાખલ થવું, એથી વિશેષ તે શું હોઇ શકે? તેં આજે મને સેરાતલ મુસ્તકીમનો રસ્તો બતાવ્યો છે, તેથી હું તારો શુક્રગુઝાર છું. માતા! મારી એક અરજ છે કે જે સ્ત્રી મારી સાથે લગ્નની ગાંઠથી જોડાઇ છે તેને આ વાતથી વાકિફ કરવી જોઇયે.

માતાએ જવાબ આપ્યો: ભલે મોટી ખુશીથી જા. મગર સંભાળજે બેટા. ઇરકે હકીકી ઉપર ઇશ્કે મીઝાજી ગાલીબ ન થાય. મારી સાથે જે

એકરાર કર્યો છે તે ધ્યાનમાં રાખજે. વહાબ પોતાની પત્નિ પાસે ગયો, સર્વ વાતથી તેને વાકેફ કરી. સુબ્હાન અલ્લાહ તે પવિત્ર સ્ત્રી શું કહેવા લાગી? તેણીએ કહ્યું કે અય ખાવિંદ! તું મારી રજા લેવા આવ્યો છે તેથી હું તારી ઘણી અહેસાનમંદ છું, મગર જો બાઇ માણસોને જેહાદ કરવાનો હુકમ હોત તો ખુદાના સોગંદ! હું પહેલે જઇને ત્યાં તલવાર ઉપાડી લડાઇ કરત. આવા નેક કાર્યમાં તે પુછવાનું હોય? જા ખુશીથી જા. મારો ખ્યાલ મનમાંથી કાઢી નાખ. હું મારી હૈયાતીના દિવસો દુઃખે સુખે પુરા કરીશ. મારી ફિકર ન કરજે. હું ઘણીજ ખુશી થઇશ કે મારો ખાવિંદ મરદાનગીથી લડીને શહીદ થયો છે!

પછી તેની માતા પોતાના ફરજંદ તથા તેની બીબીને સાથે લઇ કરબલામાં આવે છે. લડાઇ શરૂ થઇ હતી. ઇમામ અ. ના લશ્કરમાંથી કેટલાકો શહીદ થઇ ચુકયા હતા. તે વખતે આ ત્રણ જણાએ આવીને ઇમામ અ. ની કદમબોશી કરી. ઇમામ હુસેન અ. મે ફરમાવ્યું કે તમો કોણ છો જે આવા વખતમાં પયગમ્બરના ફરઝંદની તાબેદારી કરો છો, સલામ કરો છો, કે જેનાથી સઘળા મુસલમાનો ફરી ગયા છે—જેને વાજીબુલ કત્લ સમજે છે! અને જેની ઉપર ફુરાતનું પાણી બંધ કરી દીધું છે!

ત્યારે ફિદાઇ બાઇ કમર કહેવા લાગી કે અય સરદારે દીન વ દુનિયા! ઇમામ સાહેબે ઝમાં! મેં રસ્તામાં ખબર સાંભળી કે આપની સામે નામના મુસલમાન કુરી સામી ફરી ગયા છે. મારી પાસે બીજું તો કંઇ નથી, હું એક વિધવા આપની ગુલામ છું. મારી પાસે મોટો કબીલો નથી, માત્ર આ એક પુત્ર છે. આ બાંદીની આ નાચીઝ નઝર (ભેટ) કબુલ કરો! તમારા ઉપરથી મારા ફરઝંદને કુરબાન થવા દયો! હું મોટી ખુશીથી આ તોહફો આપ માટે લાવી છું, માટે મને મારી ઉમેદમાં નાઉમીદ નહીં કરતા. હું મારો દિકરો અને મારી વહુ—અમે ત્રણ જણ આ કામમાં એકમત છીયે.

જનાબ હ. ઇમામ હુસેન અ. આ મોમન ફિદાઇ બાનુનું દિલ જોઇ ઘણા ખુશી થયા; અને તેને ઘણી દુઆએ ખેર કરી ફરમાવ્યું કે જઝાક અલ્લાહ અય બાઇ તને આફરીન છે! તેં તારા ઝમાનાના ઇમામની મોહબ્બત આગળ પુત્રપ્રેમને દબાવી દીધો છે. તેહકીક તું સાચ્ચા દિલની પાક મોમન છે. હું તને ખુશીથી કહું છું કે તું તારા ફરઝંદને ઘરે લઇ જા અને સુખેથી દિવસો ગુઝાર. હું તારાથી રાજી થયો છું.

બાપએ સામે અરજ કરી કે યા મૌલા! કાલ કોણે જોયું છે? ઇન્સાનની હૈયાતીનો શું ભરોસો? પછી આવો સઆદતનો દરજ્જો ક્યાં હાંસિલ થશે? મને નિરાશ ન કર. આ મારાં બચ્ચાંનું માથું કબુલ કર.

ઇમામ અ. એ બાપની ઘણી આજીજી પછી એ વાત કબુલ કરી, અને વહાબ બિન અબ્દુલ્લાહ કલબી ઇમામે ઝમાનની ઇચ્છા મુજબ મયદાને જંગમાં ગયો. શાયર તેના વિષે લખે છે:—

ચલા વો ચહેરા થા જયું ગુલ શિગુફ્તા,
ઔર રૂખસાર થે જયું માહે દો હફ્તા.
ચલા તાઝીપે મયદાંમે હલકતા,
થા દાઉદી ઝીરાહ તનમેં જલકતા.

વહાબ ખુબસુરત ચૌદમીના ચાંદ જેવો સર્વ કદ (સરૂના ઝાડ જેવા કદનો) બહાદુર જવાન, દાઉદી બખતર પહેરી સઘળાં હથીયારો સાથે તાઝી (અરબી) ઘોડા ઉપર સવાર થઇ મયદાનમાં આવ્યો. એ જવાનને ભુખ તરસ નહીં હતી. સંપુર્ણ તાકાત સાથે દુશ્મનોની સામે બહાદુરીની તલબ કરવા લાગ્યો.

અરબોમાં એ દસ્તુર હતો, કે એક જવાનની સામે બીજો જવાન પોતાના બાપદાદા ખાનદાનનું નામ ઝાહેર કરી લડતો. તેમાં જે જીતે તેની નામના થાય. એક જણ જંગમાં મરી જાય તો બીજો તેની જગ્યાએ આવતો

લગા મુઝીઓંકો મેદાંનમેં બુલાને,
રગડકર ખાકે ઝિલ્લત પર મિલાને.
જો કોઇ મુઝી સામને ઉસકે આયા,
ઉસે ગાયા અઝલને મુંહ દીખાયા.
કિસીકો માર નેઝેસે ગીરાવે,
કિસીપર તેગ બીજલીસી ચલાવે.
કતલ કર બસ બનાયા કોહ સારા,
રચા મુરદોંકા મુરદોંપે ઢીગારા.
ગઝબસે ઉસકે બસ કુફીઓંકે સરપર,
અજલકા ઔર હલાલીકા ખુલા દર.

બહાદુર ફિદાઇએ જંગના મયદાનમાં મહેશર બરપા કરી દીધી. જે તેની સામે આવે તેના બે ટુકડા કરી નાખતો. બાકીના હવાસ ગુમ થઇ ગયા, કોઇની હિમ્મત નહીં ચાલતી કે મેદાનમાં તેનો મુકાબલો કરવા આવે! જ્યારે તેણે મેદાન ખાલી જોયું ત્યારે તેણે ઘોડાની લગામ ફેરવી અને ઇમામ અ. ના દિદાર કરવા પાછો આવ્યો. ઇમામે ઝમાન હ. હુસેન અ. તેની ઉપર ઘણા ખુશી થયા અને તેને શાબાશી આપી. પછી તે પોતાની માતા પાસે ગયો.

ગયા મા પાસ કર મુઝીયોંકો માઝી,
કહા અય મા હુવે તુમ મુજહસે રાઝી.
કહા હાં તુ મેરા ફરઝંદ અચપલ,
બહોત મુઝીયોંકો બસ લાયા ખડકતલ.
તેરે પર આફરીં હય બેઅંદાઝા,
અંખીયાં ઠંડીયાં કિયા ઔર દિલકો તાઝા.
વલે ચહાતી હું જહાં લગ જી હય તનમેં,
જહાં લગ જીકા તાઅલ્લુક હય બદનમેં,
મંય તબ બખશુંગી તુજકો દુધકી ધાર,
તુજહે જબ ખુંમે દેખુંગી સરશાર!

બેટાએ માતાને પુછ્યું કે અમ્મા! તું મારાથી રાજી થઇ કે નહીં? બાનું કમર કહેવા લાગી કે અય પ્યારા ફરઝંદ! હું હંમેશાં તારાથી રાજી છું. તું ઘણી મર્દાનગીથી દુશમનો સામે લડયો છે. તારા કામથી મારૂં દિલ ખુશ થયું છે: આંખો ઠંડી થઇ છે; મગર પુરેપુરી રાજી ત્યારે થઇશ જ્યારે તું શહીદ થઇશ: ખુનમાં લાલ થઇશ! ત્યારેજ મારૂં દુધ બખ્શ કરીશ. જા ખુશીથી તારૂં માથું કુરબાન કર!

પછી તે જવાન ઘણા પલીદોને મારી પોતે શહીદ થયો.

શાહબાશ, મરહબા, અય ફિદાઇ ઓરત! તારો દરજ્જો ફિદાઇ મરદોથી કંઇ પણ ઓછો નથી. જો દુનિયામાં મરદ શહીદ ફિદાઇનો દરજ્જો હાંસલ કરે તો સ્ત્રી પણ એ પદ પ્રાપ્ત કરી શકે છે.

હવે આ લેખ ખતમ કરતાં બે બોલ મારી ઇસ્માઇલી માતાઓને જરૂર કહીશ, કે તમો પણ ફિદાઇ કમરની માફક હિમ્મત અખત્યાર કરો

પોતાનાં બચ્ચાંઓને ઇમામે ઝમાનના આશક બનાવી કુરબાન થવાની તાલીમ આપો. ઇસ્લામની બાળકો કાચા પોચા હોયજ નહીં. તેઓને નાની ઉમરથી નિર્ભય થવાની, બહાદુરીના કામો કરવાની તરગીબ (ઉત્તેજન) આપો.

પ્રિય વાંચક! તુંજ હવે વિચાર કર કે ઓરતો સુખ્ખાતે પોતાના પુત્ર, પતિ, કે ભાઇને શહાદત મળે તે માટે આતુર રહેતી, તેમનામાં શૌર્ય પ્રેરતી, અને તેમની શહાદતમાં આનંદ લેતી, જ્યારે આજે આપણે કેટલેક ઠેકાણે એ શહાદતનું મહાત્મ કેવી રીતે ઉજવાતું જોઇએ છે? કાયર પેઠે રડવા, કુટવામાં કે તાબુત તાઝીયા બનાવવામાં એ મહાન બનાવનું ગૌરવ કેવી રીતે સચવાઇ શકાય, તે એ કાર્યો કરનારાઓ, તેના બાનીઓ, અને તે માટે તરગીબ દેનારાઓને વિચાર સરખોય કાં આવતો ન હશે, એ એક અજાયબી છે. ખુદા એ ભાઇઓને નેક હિદાયત બક્ષે, અને ઉશ્શાકે મોહર્રમનું ખરૂં મહત્વ સમજી તે પ્રમાણે આચરતા થાય.

આમીન.

---

## હઝરત ઇમામ હુસેન (અ.)ની વીરતા.

### રૂબાઇ.

શાહસ્ત હુસેન, બાદશાહસ્ત હુસેન,
દીનસ્ત હુસેન, દીંપનાહસ્ત હુસેન.
સર દાદ ન દાદ દર દસ્તે યઝીદ,
હક્કા કે, બિનાએ લાઇલાહસ્ત હુસેન.

ખ્વાજા મોઇનુદ્દીન ચિશ્તી.

"દુર્રેલ મસાએબ"ના કર્તા હઝરત ઇમામ હુસેન (અ.)નું છેલ્લું વર્ણન કરતાં લખે છે કે, જ્યારે હઝરત ઇમામ હુસેન (અ.)ના સ્નેહીઓ અને પરિવાર વર્ગના ઇમામ ઝૈનુલઆબેદીન (અ.) સિવાય સઘળા શહાદતના દરજ્જાપર પ્હોંચ્યા ત્યારે છેવટમાં પોતાની ઇમામતનો જલાલ દેખાડવા હાથમાં ઝુલફિકાર લઇ રણભુમિમાં આવ્યા. ઇમામ હુસેન (અ.)ની સખાવતથી કોઇપણ મનુષ્ય અજાણ્યુ ન હશે. પરંતુ આ વખતે પોતાના શુરાતનનો નમુનો જગતને દેખાડવા માટે કુફીઓ તથા શામીઓની ફોજની મધ્યમાં આવીને ફરમાવ્યુઃ—'ઓ કુફા તથા શામના લશ્કરો! હું મારી હુજ્જત

પુરૂં કરવા માટે ફરીવાર તમોને ચેતવણી આપું છું." મજકુર પુસ્તકમાં વર્ણવવામાં આવ્યું છે કે હઝરત ઇમામ હુસેન (અ) આગ્યાર વખત હઝરત પયગમ્બરનો પોશાક પેહરી કુફા તથા શામીઓના લશ્કરને હિદાયત કરવા આવ્યા અને છેલ્લી વખતે હઝરત પયગમ્બરની પાઘડી અને ઝુબ્બો, હઝરત અલી (અ)નું બખતર અને ઝુલફીકાર લઇ આવ્યા, હઝરત જાફરે તૈયારની ઢાલ તેઓના હાથમાં હતી. તેનું દ્રશ્ય એવું દેખાતું હતું કે, જાણે હઝરત મહમ્મદ (સ. અ. વ.) અને હઝરત અલી (અ.)નું સ્વરૂપ જલ્વાગર થયું હોય! તેમના ચ્હેરા મુબારક પર ખુદાઇ જલ્વો પ્રગટી રહયો હતો. એ ખુદાઇ જલ્વાના પ્રકાશથી એ લશ્કરીઓની આંખો અંજાઇને નીચી ઢળી ગઇ અને ઇમામ હુસેન (અ.)ના ખુદાઇ જલ્વા સામે કોઇની તાકત હતી નહીં કે, પોતાની આંખ ઉંચી કરી જોઇ શકે. કુફા તથા શામના લશ્કરને તેઓએ ફરમાવ્યું કે અમો ઇમામ ખુદાઇ નુર છીએ. હર ઝમાનામાં અમો કાયમ દાયમ હાઝર મોજુદ છીએ. આ જગત ઉપર અમો રહેમતના સાગર છીએ આકાશ ભુમિના મલિક છીએ હઝરત રસુલના આ વચનો તમોને યાદ હશે કે જન્નતની સર્વે વસ્તુઓ મારા તાબામાં છે. હું જાતે મઝહરૂલ અજાએબ-વલ ગરાએબ છું આકાશ ભુમિની હસ્તી ન્હોતી ત્યારથી અમારૂં ઇમામતનું નુર મૌજુદ હતું અને જગતમાં કોઇપણ ચીજની હસ્તી કાયમ ન્હોતી, ત્યારે અમારી કુદરતની પુર્ણતાથી આ વિશ્વ દ્રષ્ટિ-ગોચર થયું, અને હું તેજ ઇમામ છું કે, જે સૃષ્ટીના સર્જન કાળથી આલોકમાં હાજર મોજુદ રહયો છું. અમો ઇમામો આદમના સમયમાં સીસના સ્વરૂપમાં રહી પોતાની ઇમામત જાહેર કરી છે. એ પ્રમાણે હ નુહ (અ.)ના સમયમાં "શામ"ના સ્વરૂપમાં પ્રગટ થયા છીએ હ. મુસા (અ.)ના જમા-નામાં 'હારૂન' બની તેની મદદ કરી છે. હ. ઇસા (અ.)ના કાળમાં "સમ ઉન"નો પોશાક પ્હેરી ખુદાઇ વહેદાનીયત કાયમ કરી છે. હઝરત મહમ્મદ (સ. અ. સ.) ખાતેમુન્નબીય્યીન, જેનો તમે કલમો પઢો છો, તેમના વખતમાં હઝરત અલી ઇબ્ને અબી તાલિબના જોશામાં ઇસ્લામના ઝંડાને કાયમ કર્યો છે. તેજ નુર આજે તમારી સામે હુસેનના સ્વરૂપમાં ઝાહેર થઇ ઇસ્લામની ડુબતી નાવના નાખુદા, બની તેને પાર કરવા માટે પોતાનું ખુન આપવા મૌજુદ થયો છે. અમારૂં 'ઇમામતનું નુર' કયામત સુધી હર ઝમાનામાં કાયમ ને દાયમ રહી ઇસ્લામની પડતી દશામાં સહાયતા કરતું આવશે. આખુ જગત નાશ પામશે પણ ઇમામતનું નુર કાયમ અને દાયમ રહેશે. હું તે ઇમામ છું કે, જે ઝમીન ને આસમાનને એક ક્ષણમાં ઉપર

તમે કરી શકું છું. તમે મને લાચાર, નિઃસહાય ને નિર્બળ નહીં સમજો આ પરિક્ષા એટલા માટે રાખવામાં આવી છે કે મારા નુરને ઓળખનારાઓ ઓળખે અને મોમીનનો દરજ્જો હાંસલ કરે. તેથી હું તમોને કયામતના ભયથી ખબરદાર કરૂં છું. જેને લઇ કાલે તમોને એમ કહેવાનો પ્રસંગ નહીં મળે કે "કોઇ હાદી આવ્યો નહોતો અને અમોને હિદાયત કરી નહોતી હું જ્યાંસુધી ઇમામતના જોમામાં છું, ત્યાંસુધી તમારાં તીર, તલવાર કે ખંજર અસર કરવાના નથી. હું મારો જોમો ઉતારવાનો પોતેજ અખતીયાર ધરાવું છું તેની અજમાએશ માટે તમોને પ્રહારો કરવાના હોય તો ભલે કરી જુઓ! હું હવે મારી હિદાયત પુર્ણ કરૂં છું."

ઇમામે ઝમાનની આ હિદાયત સાંભળી કુફા તથા શામના લશ્કરમાં હલચલ મચી ગઇ અને ઇમામનો ઉપદેશ સાંભળી તેઓ તે તરફ ફરી જવાની અણી પર હતાં. ઉમર સા'દ આ સ્થિતિ જોઇ યઝીદની બ્હીકથી ડર્યો કે રખે મારૂં લશ્કર ફરી જશે અને યઝીદની મનોકામના પુર્ણ ન થશે તથા મને 'રય' મુલક મળશે નહીં. તેણે તબલ ઢોલ શરણાઇ વગાડનારાઓને રણગીત ચાલુ કરવાનો હુકમ આપ્યો જેથી ઇમામે ઝમાનના કલામની લશ્કર પર અસર ન પડે. ઉમર સા'દના હુકમથી રણગીત શરૂ થયું અને તેનું લશ્કર તીરવર્ષા કરવા લાગ્યું. આ સમયે ઇમામે ઝમાન હઝરત હુસેન (અ.) મ્હોં મલકાવતા રહ્યા જહીં રિવાયતો પરથી જણાય છે કે, કુફા તથા શામના લશ્કર તરફથી ઇમામ હુસેન (અ) પર એટલા બધા તીરો વર્ષાવવામાં આવ્યા હતા જેની કોઇ હદ ન્હોતી. છતાં એક પણ તીર ઇમામના જીસ્મ મુબારકને લાગ્યું નહીં અને દરેક તીરે આવી તેમના પગોની સલામી કરી. અંતે ઇમામ હુસેને (અ.) લશ્કરીઓને લલકારી ફરમાવ્યું કે, "તમોએ પોતાની ખુશનુદી માટે ઘણો પ્રયાસ કર્યો અને હવે ઇમામની શુજાઅતનો જલાલે જુઓ," આટલું કહેતાં સમેત ઇમામ હુસેન (અ) પોતાની મ્યાનમાંથી ઝુલફીકાર કહાડી દુશ્મનોના લશ્કરમાં ધસ્યા, અને તેઓની તલવારના ચમકારા એવી રીતે થવા લાગ્યા જાણે વીજળીના તણખાઓ વર્ષી રહ્યા હોય. આ ભયાવહ દેખાવથી યઝીદી લશ્કર ન્હાસવા માંડયું એટલે કે તેનો છેલ્લા છેડાનો ભાગ કુફાના બજારોમાં આવી લાગ્યો. આ હલચલ જોઇ કુફાવાસીઓ કહેવા લાગ્યા "શું કયામત થઇ છે?" ન્હાસનારા સૈનિકોએ જવાબ આપ્યો કે હઝરત હુસેને (અ.) પોતાની તલવાર મ્યાન બ્હાર ખેંચી છે અને કોઇની તાકત નથી કે તેમનો આ સમયે મુકાબલો કરે.

## કવિત.

તારન તેજ મિટ ગયો, ચંદ્ર છુપ ગયો ગગનમેં;
પવન ગવન ના કરત, શેષ થરહરત છવનમે.
ઉડ પંખ ગિર ગિર પડત, કોરભ ધીરજ નવ ધર્યો,
કુરૂપત દાનવ દેવ, . દસો ડગપાલહી ડર્યો.
ગીરીયો સિંહાસન ઈંદ્રકો અર્શ કુરશી ખલબલ ભયો,
અલી ફરજંદ હુસેન, જબ ઝુલફિકાર કરમેં ધર્યો.

ઇમામ હુસેન (અ.)ના અતરાફમાં શામી તથા કુફી લશ્કર ઘેરો ઘાલી રહ્યું હતું, તે વિખરાઇ ગયું. હઝરત ઇમામે ઝમાન પોતાના "ઝુલ જનાહ"ને વાળી ખયમા તરફ આવી પોતાના ફરઝંદ ઝેનુલ આબેદીન (અ.)ને વુરે ઇમામત સોંપી, સર્વે અહલે હરમને દિલાસો આપી રૂખસદ કરી મયદાનમાં બીજી વાર આવી બંને લશ્કરને પોકારી કહ્યું:–"તમો આવો અને તમારી મનોઇચ્છા પુર્ણ કરો." અને છેવટે ધૈર્યથી બોધ કરતા શહીદ થયા.

ઉપર આપવામાં આવેલું વર્ણન સહીહ રિવાયતો પરથી તારવામાં આવ્યું છે, તેમાં 'રિકકત' માટેનો રંગ પુરવામાં આવ્યો નથી. મૌલવી મુલ્લાંઓનાં વાએઝો તવારીખના બયાનથી કેટલી ઉલટી અને ઇસ્લામના ઉત્તમ શિક્ષણથી વેગળી છે તે આથી જણાઇ આવે છે. મોહર્રમની દસમી તારીખના બનાવોમાં મહેંદી શાદી વગેરે કરવામાં આવે છે તેવું ક્યાંયે બનેલું જોવામાં આવતું નથી નતો શહાદત પછી અહલે બયતે પુરગી બીરીયાનીના જમણો જમ્યા છે ન જમાડયા છે. નતો ઇલેક્ટ્રીક લાઇટની પુર ભભકદાર રોશની, ફોનોગ્રાફના ગાયનવાદન નતો રેલ્વે ગાડીઓ અને રંગબેરંગી શણગારો કર્યા છે. બીબીની ચાદરો છીનવાનું અમર્યાદાભર્યું બયાન કરવામાં આવ્યું નથી આ સઘળી વસ્તુઓ પાછળથી ઘડી કહાડવામાં આવી છે અને તેને કરૂણ રૂપ આપવાની ધુનમાં ઇમામતના મરતબાનો જરાએ ખ્યાલ રાખવામાં આવ્યો નથી, તેથીજ પવિત્ર બીબીઓ માટે સભ્યતા જાળવી રાખવામાં આવી નથી. ઇમામતનો ખુદાઇ પાવર ધરાવનાર માટે એવી માનભંગ કરનારી વસ્તુઓ લખવી એ ઇમામતની શાનની બદગોઇ કરવા જેવી ગંભીર નાદાની છે. ઇમામનું મહત્વ સમજ્યા વગર અજ્ઞાન પુરૂષોના હાથે કેવા ભયંકર રિવાજો પોષાય છે અને ઇસ્લામના સુંદર નગીનાને બિદઅતથી કેવી રીતે વારાજ કરી નાખવામાં આવે છે એ જોતાં કોઇપણ ખરા ધર્મ-

પ્રેમી પુરૂષને લાગી આવ્યા વિના રહેવાય નહી. કહેતાં અફસોસ થાય છે કે પેટભરૂ મુલ્લાં મૌલવીઓ એટલેથી ન ધરાતાં પોતાના ક્ષુલ્લક પ્રકારના હેતુમાં સફળતા મેળવવા ખોટી રિવાયતો અને પુસ્તકો લખવામાંયે આંચકો ખાધો નથી. નાદાન મિત્ર દુશ્મનની ગરજ સારે છે એ કહેવત મુજબ તેઓ પોતાને મ્હોઢે ઇસ્લામી કહેવડાવતાં છતાં ઇસ્લામના વિરોધીઓ પણ જે કામ ન કરી શકે તેવું કામ કરવા માંડ્યું છે ઇસ્લામના ખરા સ્વરૂપને બેડોળ બનાવતાં અટકી ઇમામતની ખરી શાન પર પરદો નાખવા કરતાં તેને સ્પષ્ટ રીતે આવા જુઠા બયાનોને રિવાયતોથી સવેળાએ મોકળો કરવો જોઈએ ઇસ્લામની શક્તિનો ઘાત કરનારા વ્યર્થ ખર્ચાળ રિવાજોને તિલાંજલી આપી તેના નાણાં ખરા હકદારોને આપવા જોઇએ જેથી આપણો ગરીબ નિરાધાર તબકો ઉન્નતિપર આવે અને તેના આશિર્વાદ મળે. કેટલાક નિરંકુશ કહેવાતા સુધારકો પોતાની કલમ ખરા સુધારા તરફ નહીં ચલાવી કોમના મ્હોટા વર્ગને અંધારામાં રાખી પોતાનો સ્વાર્થ સાધવાનીજ પયરવી કરે છે, એ પણ કાંઇ ઓછું ખેદભર્યું નથી. જો તેઓ પોતાનો સ્વાર્થ બાજુએ મુકી એ દિશામાં ચળવળ કરે તો ઇસ્લામને માટે ઘણું કરી શકે એમ છે.

આ અમર ઇતિહાસમાંથી જે શીખામણના પાઠો મળે છે તે તરફ ધ્યાન ખુચાવવાની ઘણી જરૂર છે. કરબલાના મેદાનમાં માર્યા ગયેલા ફિદાઇઓને ઇમામનો ખરો પ્રેમ હતો અને તેઓના દિલમાં હંમેશા એવી પ્રબળ ભાવના હતી કે, અમારૂં ખુન ઇસ્લામ માટે ઝમાનાના ઇમામના પગ નીચે વહેડાવવામાં આવે અને અમારા મસ્તકની કુરબાની ઝમાનાના ઇમામ કબુલ કરે. આ બોધપાઠ પરથી સ્પષ્ટ જણાય છે કે જેઓ ઇમામના ખરા આશકો હોય છે તેઓ ઇમામે ઝમાનના ફરમાન પર ચાલે છે અને તે દરમ્યાન ગમે તેવી ભયંકર આફતો આવી પડે તો પણ તે તમામ સહન કરી પોતાના છેલ્લા દમ સુધી ઇમામને વફાદાર રહે છે. ઇમામ પ્રત્યેની ખરી વફાદારી, આજ્ઞાપાલન અને તેના દરજ્જાને ખરી રીતે પીછાણનારાઓજ સ્વર્ગના હકદાર હોય, તે શું એ પરથી જણાતું નથી? કરબલાના ફિદાઇઓને પગલે ચાલવાના આદર્શમાં ઇમામનો પ્રેમ અને તેના ગરતબાની કદર સમાયલી છે આ વસ્તુ તદન ખુલ્લી હોવા છતાં અજ્ઞાનો કેમ આંખો ઉઘાડતા નથી? ઇમામને નામે ધતીંગો ઉભા કરી અવળો માર્ગ અખતીયાર કરવામાં અને ઇસ્લામે મના કરેલી રીતે બેખલુટ ખર્ચ કરી તેને એળે ગુમાવવામાં શા માટે ગૌરવ માનવું જોઇએ તેનો વિચાર કાં એ અજ્ઞાનોને આવતો નહી

;

હોય ? મોહરંમનો તહેવાર ખરી રીતે ઉજવેલો ત્યારેજ ગણાશે અને તેથી સવાબના ખરા ભાગ્યશાળી તે વખતેજ બની શકાશે કે જેમ પહેલી વખતે અને કરબલાના પ્રાણત્યાગી શહીદોએ કર્યુ હતું તેને પગલે લોકો ચાલતા થશે અને ઇમામના નુરને તેના ખરા સ્વરૂપમાં ઓળખતાં શીખશે. આટલું કરવામાં કોઇ મહાભારત કાર્ય કરવાનું નથી માત્ર પેટભરૂ મૌલવી મુલ્લાંઓની જાળમાંથી છુટી હિદાયત માટે આંખો ખુલ્લી રાખવાની જરૂર છે.

મોહરંમ દરમ્યાન કાળા કપડાંઓ પહેરવા, વિલાપ કરવો, સબીલો બનાવવી, તાબુતો બનાવવા માટે ઇસ્લામના આલમાઓ શું કહે છે અને તેઓ પોતાની કિતાબોમાં તે માટે શું લખી ગયા છે તેનો ખ્યાલ આપવા હું તેઓના પુસ્તકો પરથી કેટલાક અવતરણો આપું છું, જે પરથી તેની ખરી હકીકત ખુલી જશે.

---

## નવહો.

અય મોમીનો ! અફસોસ તમે કાંઇ ન સમજ્યા,
નાહક શું રડો છો, નાહક શું કુટો છો ?
સદીઓ ગઇ ના મર્મ ઇમામતના પરખ્યા,
નાહક શું રડો છો, નાહક શું કુટો છો ?
અન્વારે ખુદા નુરે અલી હઝરતે શબ્બીર,
સમજો છો મારા વીર !
એ નુરે ઇમામત કદી મરતા નથી મરતા,
નાહક શું રડો છો, નાહક શું કુટો છો ?
નાના છે નબી, બાપ અલી, ફાતેમા માતા,
એ જગતના જલવા,
એ નુરે ખુદા કોઇ દી મટતા નથી મટતા,
નાહક શું રડો છો, નાહક શું કુટો છો ?
માતમ કરી કાળા કપડા દેહે ધરો શું ?
આ સોગ છે કોનું ?
એ નુરે ઇમામત વિના ખાલી નથી દુન્યા,
નાહક શું રડો છો, નાહક શું કુટો છો ?
એ દંગલ અમંગલ તણી ધુમ મચાવી,
બિદઅતને રચાવી.

એ નુરે ઈમામતના દાવી કરી દરજા,
નાહક શું રડો છો, નાહક શું કુટો છો?
કુરબાન થયા રાહે ખુદા આશકે બારી,
બેશક તે ફિદાઈ.
આ મરતબો "ખુરશીદ"ને હાંસલ કરે મૌલા,
નાહક શુ રડો છો, નાહક શું કુટો છો!

## મોહર્રમમાં રડવું, કુટવું તથા કાળાં કપડાં પહેરવા અ તાબુત કાઢવા માટે એઅતેકાદ.

હવે ઇસ્લામી આલિમો અને મુજતહદો ઇમામોના ફરમાનથી પ્રમાણે પોતાના પુસ્તકોમાં જણાવી ગયા છે તેનો ટુંક સાર આપ આવે છે:—

(૧) ઉસુલ કુલેના જીલ્દ બીજીમાં લખે છે કે, રસુલ સલલ્લાહે સ. ફરમાવ્યું છે કે દરેક મુસલમાનને કોઇ પણ મુસીબત વખતે પોત જાંગ ઉપર હાથ મારવો વાજીબ નથી. એમ કરવાથી તેઓના નેક આમ બરબાદ થઇ જવાનો સંભવ રહે છે.

(૨) કિતાબ કુલેની આલ હુજ્જતમાં ઇમામ ઝૈનુલ આબદી રીવાયત છે કે, બાઇઓને આંખોમાંથી આંસુ નીકળે તેટલું રડવું જોઇએ અને ફરયાદ જેવા શબ્દો મોઢામાંથી નીકળવા જોઇએ નહીં.

(૩) મનલાયા હજરલ ફિકાહમાં અમીરલ મોમનીન અ. સ. ફરમાન છે કે, જેણે કબરનો નમુનો બનાવ્યો અથવા કોઇની કબર ક બનાવી તે ઇસ્લામમાંથી ખારીજ છે.

(૪) મનલાયા હજરલ ફિકાહ બાબ ઉસુલીમાં લખે છે કે, ઇ જાફર સાદક અ. સ. ને એક સાયલે સવાલ કર્યો કે, બાઇઓ કાળાં પહેરી ઇબાદત કરી શકે છે કે નહીં. જવાબમાં ઇમામ જાફર સાદક અ એ ફરમાવ્યું કે કાળાં કપડાંનો પહેરવાસ દોઝખીઓનો છે, અને પ્રમાણે અમીરલ મોમીનીન અ. સ. તથા હઝરત મહમ્મદ મુસ્તફા સલલ્લાહે અ. સ. પોતાના અસહાબીઓ (મીજલસમાં બેસનારા ફરમાવ્યું કે, કાળાં કપડાં નહીં પહેરો કારણ કે કાળાં કપડાંનો પે ફીરઓનનો છે.

(૫) કીતાબે મનલાયા મા હજરત ફ્રિકાહના પાના ૫૮ માં ઇમામ મહમદ બાકરે ફરમાવ્યું છે કે, મરી ગએલા અથવા શહીદ થએલા માણસ ઉપર ફકત ત્રણ દીવસ સુધી દીલગીર થવું જોઇએ; વધારે વખત રડવું અને કુટવું પોતાના આમાલને બરબાદ કરવા બરાબર છે.

(૬) મોલવી મોલાદ હેદર સાહેબ પોતાની કીતાબ "ઝબ્દતુલ અઝીઝ"ના પાને ૩૩૮ માં અલ્લામા અબુ ઇસહાક અને 'નાસખુ તવારીખ'ના હવાલા દઇને લખે છે કે, ઇમામ હુસેને પોતાની બેન ઝયનબ તથા બધા સાહેબે બૈયતને ફરમાવ્યું કે, હું તમોને વસીયત કરૂં છું તેના ઉપર તમારે અમલ કરવો વાજીબ છે. હું જે વખતે શહીદ થાઉં તે વખતે તમો મારા માતમમાં લુગડાં ફાડતા નહીં, તેમજ મોઢા ઉપર તમાચા મારતા નહીં (પીટવું નહીં) અને રડવું કુટવું નહીં

(૭) મોલવી અમ્મારઅલી પાનીપતી ઝીલા દેહલીવાલા તફસીર "ઉમદતુલ બયાન"માં લખે છે કે, સબીલ બનાવવી તથા મહેંદી કરવી ઇસ્લામના કાયદા પ્રમાણે વાજીબ નથી.

પ્રિય વાંચકો! ઇસ્નાઅશરીઓના ઉલમાઓ તથા મુજતહદો ઇમામ તથા રસુલના કોલથી ઉપર મુજબના લખાણ કરી ગએલા છે જેથી સાબીત થ.ય છે કે, મુસીબતના વખતે સબુરી કરવી, જાંગ ઉપર હાથ ન મારવો તથા ત્રણ દીવસથી વધારે મૈયત ઉપર રડવું કુટવું નહીં તેમજ મોઢા ઉપર તમાચા મારવા નહીં, પોતાને જખમી કરવું નહીં, તાબુત તથા લાકડાના ઘોડા કાઢવા નહીં, કાળાં લુગડાં પહેરવા નહીં, સબીલ બનાવવી નહીં, વિગેરે આવાં કાર્યો હરામ છે.

આ કાળાં લુગડાં પહેરવાં, રડવું કુટવું, અને તાબુત બનાવવું તે શરૂઆતમાં ક્યાંથી શરૂ થયું તે જાણો છો? ઇમામના દુશ્મનો જે કરબલાના વખતમાં હતા, જેનું વર્ણન કીતાબ અલ-બુરહાનમાં લખેલ છે તે વખતે મુખતીયાર બિન અબુ ઉબેદા સકફી જાતનો કુફા ગામનો હાકેમ થયો. તેણે ઇમામના દુશ્મનોને કતલ કરવા માટે નિશ્ચય કર્યો. એ ખબર તેઓને જઇ પહોંચી તેથી તેઓ સર્વે એકઠા થઇ અબ્દુલ્લા ઇબ્ને મસઉદ જે એક એંસી વર્ષનો બુઢો પોલીટીકલ હતો તેની પાસે આવી સર્વે હકીકત નિવેદન કરી

અબ્દુલા ઇબ્ને મસઉદે તેઓને કહ્યું કે તમે એક લાકડાનું તાબુત બનાવી તેના ઉપર કાળું કપડું ચડાવી ચારે તરફ તમે પણ કાળાં કપડાં પહેરી 'હાય હુસેન હાય હુસેન અને વાય હુસેન'ના નામથી રડો અને કુટો જેથી તમો મુખત્યારની તલવારથી બચી જશો તેથી આ લોકોએ એક

અતર વેચનાર મુફેઝ બીન ઝયાદની દુકાનેથી એક ખુરશી રજા વગર ઉપાડી લાવી તેના ઉપર કાળું કપડું ઢાંકી તેનું નામ 'તાબુતે સકીના' રાખી 'હાય હુસેન' કરી રડવા લાગ્યા.

ઇસ્નાઅશરીના મોટા મુજતેહદ કરબલા મુઅલ્લાવાળા આગા સદ પોતાના બુરહાન (દલીલ)માં ફરમાવે છે કે "ઇમામ હુસેન (અ.)ની શહાદતની સાચી હકીકત લોકો સમજતા નથી આજકાલના મૌલવીઓ મનઘડત રિવાયતો વાંચીને માણસોને ફક્ત રડાવે કુટાવે છે. તે બધા કામો બીદઅત છે. તેઓ સારા સારા ભોજન તથા પકવાનો ખાવા માટે શહાદતને શાદીના રૂપમાં ફેરવી નાખે છે. ઇમામ હુસેન (અ.)ની શહાદત મારફત ઉપર છે.

પ્રિય વાંચકો ! આ બધા અવતરણો ઇસ્નાઅશરીના ઇમામો તથા તેમના મુજતેહદો, તેમના મોટા મોટા ઉલમાઓના પુસ્તકો અને નબી સાહેબની હદીસો સ્પષ્ટ રીતે તમારી સમક્ષ રજુ કરવામાં આવેલા છે. આથી વાંચક સમજી શકશે કે કાળાં કપડાં પહેરવા, રડવું કુટવું, હાય વોય કરવી તાબુત બનાવવા, મેંદી ફેરવવી, સબીલ બનાવવી એ સર્વે હરામ છે. ઇમામ હુસેન (અ.)ના ગમના નામે લગ્ન પ્રસંગ જેવી મુરગી, કોરમા, બીરીયાની મીઠાઇઓ વિગેરે ભોજનો બનાવવામાં આવે છે, તે જમવું વાજીબ નથી. કોઇ તેને હમદર્દી કે દિલસોજી કહે તો તે ખરી નથી. આવી હમદર્દી રાખનારાઓ ઇમામ સાથે બેવફાઇ કરનારાઓ છે. અવ્વલ જમાનામાં મૌલાના મુર્તઝા અલીના મોમીનનો દાવો કરી બરબાદ થયા છે, જેઓ સવારમાં બયઅત કરતા હતા અને રાતના તોડી નાખતા હતા, જંગે સીફ્ફીનમાં કુરાનશરીફને નેઝા (ભાલા) ઉપર રાખવામાં આવતાં, આવા કમમત ઇમાનદારો હઝરત અલી (અ.)થી ફરી જઇ ખારજી થઇ ગયા જેને પરિણામે હઝરતને માઆવીયાથી કીનારો કરવો પડયો.

ત્યાર બાદ મૌલા મુરતઝા અલીના મોટા ફરઝંદ હઝરત હસન જોડે પણ અધુરા ઇમાનવાળા અને બેવફાઇ કરનારા ચાલીસ હજાર માણસોએ બયઅત કીધી. તેઓ પોતાના મોઢે ઇમામના દોસ્ત અને દિલસોઝ કહેતા હતા, જ્યારે માઆવીયા સાથે લડાઇ થઇ ત્યારે તેઓ માઆવીયા સાથે મળી જઇ સામે થયા. તેઓએ હઝરત હસનના પગ ઉપર પાવડો માર્યો જેથી તેમના પગ જખમી થઇ ગયા અને તેઓની બેવફાઇની આવી હાલત જોઇ તેઓએ સલાહ કરી માઆવીયાને દુન્યવી ખિલાફત સોંપી, એકાંતવાસી થયા જુઓ ઇસ્નાઅશરીના કિતાબ 'જીલાઉલ ઓયુન' અને 'કિતાબુલ ફુસુલ.'

પ્રિય વાચકો! ઉપર જે ઉતારાઓ આપવામાં આવ્યા છે તે ઇસ્નાઅશરી ધર્મની મોતેબર કિતાબો તથા તેઓના ઇમામો અને માનનીય ગણાતા મુજતેહદોના કોલ પરથી લીધેલા છે જે ઉપરથી શુધ્ધ ધર્મની દ્રષ્ટિએ આ રિવાજોનું બિન ઉપયોગીપણું જાહેર થાય છે. આ પુસ્તક કોઇ પણ રીતે કોઇની લાગણી દુઃખવવા કે ઉતારી પાડવા માટે લખાયું નથી તેમાં હમદર્દીના વિચારને પ્રધાનતા આપવામાં આવી છે. ઇસ્લામના અનુયાયી કહેવડાવવા છતાં ઇસ્લામ વિરૂધ્ધના આચરણો અજ્ઞાનતાથી થતા હોય એ કોઇ પણ ધર્મપ્રેમી મંજુર રાખી શકે નહીં. ઇમામ હુસેન (અ.)ની શાન, તેમના સત્યાગ્રહનો મહિમા તેથી ખોટા સ્વરૂપમાં પરધર્મીઓ સામે રજુ થતો હોવાથી ઇસ્લામની પ્રતિષ્ઠાને કલંક લાગે છે. ઇમામ હુસેન (અ.) પ્રત્યે કોઇ પણ દુશ્મનાવટ ધરાવી શકે નહીં અને જો એમ કોઇ કરે તો તે નાદાનીજ કહેવાય અધર્મ સમજાય. માટે અમો લાગણીપુર્વક આ પુસ્તક વાંચનારાઓને અમારો આ નિખાલસ હેતુ લક્ષમાં લઇ ઇસ્લામ ધર્મને છાજતા સુધારા દાખલ કરવા અરજ કરીએ છીએ. અમારો હેતુ શીખામણનો હોઇ જેને યોગ્ય લાગે તે તેમાંથી ગ્રહણ કરે અને યોગ્ય ન જણાય તો અમારી કોઇ ઉપર કોઇ જબરદસ્તી નથી છેવટમાં એટલું કહેવું અગત્યનું થઇ પડશે કે ઇસ્લામની પ્રતિષ્ઠા ને તેના ખરા શિક્ષણનું અપમાન થતું અટકાવવાની આપણી એક ઇન્સાન તરીકે ખરી ફરજ છે અને તે માટે દરેક ઇસ્લામીઓએ કટીબદ્ધ થવું જોઇએ.

અચ્છા બુરા જો હય આપકો સમજાએ દેતેં હય
માનો ન માનો આપકો સબ અખતીયાર હય.

સહીહ રિવાયતોમાં એક સ્થાને બીબી ઝયનબની ચાદર નીકળી પડતાં સુર્ય બહાર નહીં નીકળવાનું બયાન કરવામાં આવ્યું છે અને અહીં બીબીઓની ચાદરો છીનવી લેવાની વાતો કરવામાં આવે એ એહલેબયતની શાન માટે કેટલું કઢંગુ કહેવાય? શું એહલેબયતની માન મર્યાદા એમ કહેનારા લોકોને મંજુર નથી? અગર છે તો પછી શા માટે એવા બનાવટી રિવાજોને વજન આપવું જોઇએ? એહલેબયત તરફ કોઇ આંગળી સરખીએ ઉંચકે તો તેઓની પવિત્રતાના પ્રતાપે તે આંગળી સુકાઇ જઇ નાશ પામે. જેઓની એટલી પવિત્રતાને મહિમા હોય તે માટે એ વર્ણનો ખરેખર ભયંકર અદબક્ષી કરનારા છે. ખુદા સર્વે ભાઇઓને નેક હિદાયત બક્ષે. આમીન.

---

# અંતિમ બે બોલ.



## ઇમામ હુસેન [અ.] નો રડવા માટે વિરોધ.

મોહરંમને લગતી તવારીખો તથા 'મજાલીસ'ને નામે ઓળખાતા કરૂણ વર્ણનના પુસ્તકોમાં આપણે વાંચીએ છીએ કે લડાઇના મેદાનમાં એક હાશમી વીર શહીદ થતો હતો અને તેની ખબર ખયમામાં પડતી તો મનુષ્ય જાતની સ્વભાવિક નબળાઇઓને લઇ કેટલીક વેળા બીબીઓ દિલગીર થતી અને હઝરત ઇમામ હુસેન (અ.) ખયમામાં આવતા તેમને પુછપરછ કરવામાં આવતી તો બીબીઓની દિલગીરી માટે હઝરત ઇમામ તેઓને શોક નહીં કરવા તથા ધૈર્ય ધરવાનું કહેતા અને ભારપુર્વક જણાવતા કે, આ કુરબાની ધર્મમાં ઇમામતની હુજ્જત પુર્ણ કરવા માટે છે, તે માટે દિલગીર થવા કે વિલાપ કરવાનું હોયજ નહીં. ઇસ્લામ માટેની આ કુરબાનીઓ ખુદાની મરજીથી હું આપી રહ્યો છું. મારા બાળબચ્ચાં અને મિત્રોના જીવનનો ચિરાગ લોકોને ગુમ થતો દેખાતો હશે પણ તેથી ભવિષ્યમાં ઇસ્લામનો ચિરાગ રોશન થનાર છે.

આ ઉપરથી જાણી શકાય છે કે, ઇમામ હુસેન (અ.) જાતે કુરબાનીનો દ્રષ્ટિબિંદુ અચ્છી રીતે ઓળખાવવા માંગતા હતા અને તે માટે એટલા અપ્રતિમ ભોગો આપતા હતા. તેઓ પિતા તરીકેનો પ્યાર ધરાવતા હતા. ભ્રાતૃભાવ તેમના હૃદયમાં હતો. મિત્રવરોની મહોબ્બતની લાગણીની સીમા નહોતી. બાળબચ્ચાં અને બીબીઓની સ્થિતિ આવી દશા વચ્ચે સમજતા હતા; છતાં તેઓએ વિલાપ રૂદનની કોઇ પણ પ્રકારની લાગણી પ્રગટ કરી ન્હોતી અહલે હરમમાંથી કોઇ કદાચ માનવ પ્રકૃતિ અનુસાર વિવશતાથી તેમ કરતું જોવામાં આવતું તો તેઓ મના કરતા હતા. ઇમામની દ્રષ્ટિ સામે મહાન આદર્શ હતો અને આવા પ્રસંગે તે વિષે તેઓ આગળથી કહેતા રહ્યા હતા. યઝીદી લશ્કર સામે તેઓએ જે ભાષણો કર્યાં હતાં તેમાંયે એ ભાવ તરી આવતો હતો. કુરઆન શરીફમાં કહેલું 'શહીદો મરતા નથી જીવતા રહે છે' એ ઇસ્લામ ધર્મનું પવિત્ર શિક્ષણ તેઓએ ચારિતાર્થ કરી બતાવ્યું હતું પોતાના દેહીક જીવન સુધી તેઓ તેને મજબુતીથી વળગી રહ્યા હતા. ખરી રીતે જોતાં તેઓ ઇસ્લામના બરબાદ થતા આત્માને બચાવવા માટેજ એ સઘળું કર્યું હતું એ ચોક્કસપણે દરેક જણ કબુલ કરે છે, તો પછી એક મનુષ્ય ધર્મની ફરજે સ્વભોગ આપવાનું કામ કરતો હોય, તે દિલગીર

કેમ થાય ? અથવા પોતાની હેયાતી કે મરણ પછી રડવા વિલાપ કરવાનું કેમ સહન કરી શકે ? જો તેઓને 'શહીદો'ની અમરતામાં વિશ્વાસ ન હતે તો સત્યાગ્રહના જુસ્સાથી તેઓ કદી યઝીદના સામે થતેજ નહીં અને તેની બયઅત સ્વીકારી લેતે. યઝીદી સેનાપતિઓએ તેમને છેવટ સુધી યઝીદની બયઅત સ્વીકારી લઇ વિટમ્બણામાંથી મુક્ત થવા કહ્યું હતું. આવી હલકી ઓફર અને મામલાની ગંભીરતા સમજવા છતાં તેઓએ તેનો ખુલ્લો ઇનકાર કર્યો હતો ને છેવટ સુધી જે વ્યક્તિ આવી રીતે દૃઢ રહી હોય–મોત સામે હોવા છતાં ડરતી કે દિલગીર થતી ન હોય–છુટવાનો માર્ગ હોતાયે ધર્મ માટે મૃત્યુના રસ્તે જતી હતી, તે કદી પણ રડી શકે નહી અને બીજું કોઇ રડે તે પસંદ કરે નહીં. ઇમામે ઝમાનનો એહલેબયતને કરેલો ઉપદેશ તે કારણે હતો. કરબલાના શહીદો લાચારીથી નહીં પણ પ્રાણ ખોવા માટેજ રણભુમિમાં ઉતર્યાં હતા અને વીરતા સાથે યુધ્ધ કરતાં શહીદ થયા હતા. જો એમ ન હોત તો લાખો માણસો સાથે ૭૨ માણસો કેમ લડી શકત ? જગતના ઇતિહાસના કોઇ પણ સ્થાને આવી લડાઇ લડવામાં આવી નથી. એ માત્ર શહીદોની શહાદતની મહત્વતાનું જ્ઞાન હતું જે તેમના ધર્મ તથા ઇમામે ઝમાને શીખવ્યું હતું. અહલેબયતમાની પવિત્ર બીબીઓ પણ પયગમ્બરના ઘરની હોઇ તેમની વીરતાભરી નિડરતા માટે પણ ઇસ્લામી ઇતિહાસકારોએ લખ્યું છે. અબ્બાસની માતા તથા ઔન–મહમ્મદને વિદાય આપતી વખતે બીબી ઝયનબે જે વેણો કહ્યા છે તે તવારીખમાં યાદગાર હોઇ આલે રસુલને તદન અનુકુળ છે હાશમી વીર પુરૂષો જેવીજ એ વીર બીબીઓ હતી. ઇસ્લામનો પ્રેમ તેમના હ્રદયમાંના ફરતા લોહીમાં જુસ્સાથી ભરેલો હતો. કરબલાની ઘટના બન્યા અગાઉ મદીનાથી નીકળતાજ તેઓ ત્યાં ભવિષ્ય સારી રીતે સમજતા હતા અને જાણતા હતા કે શહાદત સિવાય બીજુ કાંઇ પરિણામ આવનાર નથી. ઇમામ હુસેન (અ.) પોતના સાથીઓના એક મોટા સમુહને સંબોધી જણાવ્યું હતું કે, હું મુલક ફતેહ કરવા કે માલ દોલત લેવા કરબલા જતો નથી. હું ધર્મ અને સચ્ચાઇના સિધ્ધાંત માટે મારા બાળબચ્ચાં સહિત કુરબાન થવા જાઉં છું. તમોને એ સિવાય મારી સાથે રહી કાંઇ મળવાનું નથી. તમો પ્રાણની સલામતી ચાહતા હો તો પોતપોતાના સ્થાને ચાલ્યા જાઓ. આ ઉપરથી કાફલામાંનો મોટો ભાગ જતો રહ્યો અને માત્ર ૭૨ લોકો તેમના સાથે રહ્યા હતા. કરબલાના ઇમામના ફિદાઇ મિત્રોએ પણ મરણ લગી ઇમામથી છુટા નહીં પડવાનું મજબુતીથી જણાવ્યું હતું અને પોતાનું વચન તેઓએ અંતની ઘડી લગી પાળ્યું હતું. આ સઘળા બનાવો અહલે હરમની આંખો-

આમે હતા અને તેનું રહસ્ય તેઓ જાણતા હતા આ પરથી ખુલ્લું દેખાઈ આવે છે કે, શહાદતનાં શિક્ષણની તેઓ કીંમત સમજતા હતા અને એ સમજનારાઓ ક્યારે પણ વિલાપ કરનારા નથી હોતા. તવારીખી બનાવો તથા સાચી રિવાયતોની રોશનીમાં એ બધું આપણે ચોકખેચોકખું જોઈ શકીએ છીએ. ઘણી દિલગીરીની વાત છે કે, કેટલાક ભાઈઓ આ રહસ્યને સમજતા નથી અને જે ધર્મની શુધ્ધતા માટે શહીદોએ પોતાના પ્રાણનો ભોગ આપ્યો હતો તેનું સ્વરૂપ તેઓનાજ નામે તેઓ બગાડી નાખવાનો ગંભીર ગુન્હો અજ્ઞાનતાથી પોતાને માથે વ્હોરી લે છે. અલબત તેઓ કેવું કામ કરે છે અને તેનું શુ પરિણામ આવશે તે તેઓ જાણતા નથી અને સઘળી ખરાબી તે કારણેજ જન્મે છે. હું એવા ભાઈઓને ઇમામોના કોલ, ઉલેમાઓના ફતવા, ઇતિહાસકારોના વર્ણન ને શહાદતનું અસલ કારણ બતાવનારા અને બિદઅતોનો ત્યાગ કરવા જે સુચવી રહયો છું તે પર વિચારપુર્વક ધ્યાન આપવા નિવેદન કરૂં છું. ઇસ્લામ ધર્મે એક સાધારણ મૃત્યુ પામેલા માણસ ઉપર પણ રડવા કુટવાની મનાઈ કરેલી છે તો પછી આવા પવિત્ર ઇમામ અને જેની અમરતા માટે ખુદ કલામે ઇલાહી ગવાહી આપે છે તેને મરણ પામેલો કેમ માની લેવાય છે? ઇમામ મૃત્યુ પામતો નથી એ ખાસ ધ્યાનમાં રાખવાની બાબત છે. ખુદાનું નુર કોઈ દીવસ ફના થનાર નથી. શહીદ તરીકે જોઈએ તો પણ તેની અમરતા માટે કલામુલ્લાહનું વચન આપણે જોઈ ગયા છીએ. જગતમાં વીર પુરૂષોની મરણ તીથીઓ ઉજવવામાં આવે છે. હિંદમાં પણ એવા કેટલા પ્રસંગો ઉજવાય છે. પ્રાણત્યાગીઓ અને બલિદાન વીરોના વર્ણન તથા ચરિત્ર રજુ થાય છે ને પ્રજા તેમાથી વીરતા ને સ્ફૂર્તિ જીવંત રાખવાનો લાભ મેળવે છે ને તે પર ભાર મુકે છે. એ પ્રજાઓ તેના મુળ આશયને સમજે છે ને તેમાથી લાભ ઉઠાવે છે.

ખરી રીત જોતાં તેઓના ધર્મનું કોઈ ફરમાને એમ કરવા તેઓને કહેતું નથી છતાં તેઓ લાભ સમજી શાંત ચિત્તે કરે છે પરંતુ આપણા ધર્મનું ફરમાન છતાં અજ્ઞાનતાથી તેનો આપણે ભંગ કરીએ છીએ. છેવટમાં શહાદતનું રહસ્ય ને પ્રતાપ સમજી તેના આત્મા પર ધ્યાન આપતાં થવાથી હાલમાં ચાલતી બીદઅતો ને કુરિવાજો પોતાની મેળે દુર થઈ જશે અને લોકો રણકારથી બોલતાં થશે કેઃ—

દારે ફાની છોડ કર આઝાદ રહેતે હંય શહીદ,
કહેતેં હુય મુરદા જીસે ઝિંદા નઝર આયા મુજેહ.

——:o:——